# બે શબ્દ

૧૯૨૭ની સાલથી શ્રી. રવિશંકર મહારાજની સાથે પરિચય થયો છે. આજે તો તેમના વિશાળ કુટુંબમાંના એક જેવો હું થઈ ગયો છું. મહારાજના કેટલાયે પ્રસંગો રોજનીશિમાં નોંધેલા પડી રહ્યા છે. તેમાંના થોડા લખ્યા ને મહારાજને બતાવ્યા અહીં મૂકયા છે તેટલા જ ખૂબ સંકોચ સાથે પ્રગટ કરવાની મહારાજે છૂટ આપી છે. તેઓ ઇચ્છે છે કે તેમની હયાતીમાં આવું બધું ન લખાવું જોઈએ. તેથી તેઓના ઘણા જીવન-પ્રસંગો હજુ અપ્રગટ જ પડી રહ્યા છે. કોઈવાર એને પણ પ્રકાશમાં મૂકવાની મંજૂરી મહારાજ પાસેથી મળશે એવી આશા રાખું છું.

આ નાના પુસ્તકમા મુખ્યત્વે મહારાજની સાથે કરેલા કચ્છના પ્રવાસ દરમિયાન મળેલા અનુભવની નોંધ લીધી છે.

શ્રી. રવિશંકર મહારાજનું જીવન આજે ગુજરાતમાં બધા ક્ષેત્રમા પડેલા માણસો જાણવા ઇંતેજાર રહે છે, એવું અનુભવે સમજાયું છે. તેથી આ નાનકડો પ્રયાસ કર્યો છે. જેમણે આ લખાણ વાંચ્યું છે, તેઓને હજુ આવા બીજા પ્રસંગો લખવાં ખૂબ આગ્રહ કર્યો છે. પરંતુ મહારાજ કલમને છૂટ આપશે તો વળી બીજા પ્રસંગોનું આલેખન કરવાની ઇચ્છા તો છે જ.

હરિજન આશ્રમ
સાબરમતી

પુરાતન બુચ

૨૧ ફાંસીને માંચડેથી ૬૬
૨૨ એક બહારવટિયાનો જીવનપલટો ૭૦
૨૩ 'પાક ઔર મર્દ આદમી' ૭૪
૨૪ નવું લોહી કે જૂનું? ૭૭
૨૫ કજા એટલે શું? ૮૨
૨૬ સેવકની નિસ્પૃહા ૮૫
૨૭ મુંબઈનાં બાળકો સાથે ૮૮
૨૮ માતા અને શિક્ષક ૯૧
૨૯ સેવા કરવાની શક્તિ કેળવો ૯૪
૩૦ ગામડાંનાં બાળકો ૯૭
૩૧ કચુકર ને વણકર ૧૦૦
૩૨ વર્ધાશિક્ષણપદ્ધતિ એટલે શું? ૧૦૪
૩૩ મહેનત પ્રત્યેની સૂગ દૂર કરો ૧૦૮
૩૪ ગ્રામજીવનને પ્રતિષ્ઠા આપો ૧૧૧
૩૫ ગામડાંના પ્રશ્નો સમજતા થાવ ૧૧૫
૩૬ રેંટિયો અને ક્રાંતિ ૧૧૮
૩૭ જીવનની મહત્ત્વની ટેવો ૧૨૩
૩૮ ત્યાગમાં હરીફાઈ કરો ૧૨૬

# આ લેખકનાં અન્ય પુસ્તકો:

| | |
|---|---|
| બાપુની છાયામાં | ૨—૦—૦ |
| ગાંધીજીના સાનિધ્યમાં | ૧—૮—૦ |
| આપણા ગાંધીજી | ૧—૦—૦ |
| આપણા કસ્તુરબા | ૦ ૧૫-૦ |
| આપણા સરદાર | ૧—૦—૦ |
| આપણા જવાહર | ૧—૦—૦ |
| ભગવાનના ખોળે | ૦ ૧૦-૦ |
| ભગવાન બુદ્ધ | ૦—૪—૦ |
| શ્રીમદ્ શંકરાચાર્ય | ૦—૩—૦ |
| સંત કબીર | ૦—૩—૦ |
| પુરાતન જગત | ૦—૬—૦ |
| કાંતણ વિજ્ઞાન | ૦ ૧૦-૦ |
| રવિશંકર મહારાજ | ૧—૮—૦ |

૧

# એક નવો પ્રયોગ

"મહારાજ, આ વખતે શ્રાવણ માસ કયે ગામ કરશો ?"

ગામેગામ મુસાફરી કરી રહેલા મહારાજને કોઈએ પ્રશ્ન પૂછયો

"આ વખતે તો મહેમદાવાદ તાલુકાના છાપરા ગામે રહેવાનો વિચાર છે. શ્રાવણ માસ ત્યાં રહીશ. તે દરમ્યાન વરસનાં કપડાં થાય તેટલું કાંતીશ ને રામાયણની કથા કહીશ."

મહારાજ વરસમાં અગિયાર મહિના ગામડાઓમાં ફરે અને એક શ્રાવણમાસ આ રીતે ગાળે. એવો એમનો ક્રમ

હતો. એ ક્રમ લગભગ દશ વર્ષ સુધી તેમણે ચલાવ્યો. ન કોઈને તેમના સેવા કાર્યની ખબર પડી કે ન ઠાકોર-બારૈયા સિવાય કોઈએ તેમને ઓળખ્યા. મહારાજ આજે કહે છે કે મારા સેવાના જીવનમાં આ દશ વર્ષ દરમ્યાન જ મારાથી સારામાં સારું સેવાકાર્ય થઈ શક્યું છે.

મહારાજ ચાલ્યા જાય છે. ત્યાં છાપરા ગામ દૂરથી દેખાય છે મહારાજને થયું, 'હાવને આ ગામથી થોડે દૂર છે એ જ ખેતરમાં રહેવાનું રાખું.'

ને સાચે જ મહારાજનો સંકલ્પ પાર પડ્યો. તેઓ એ ખેતરમાં જઈને રહ્યા. ત્યાં નાની ઝૂંપડી હતી તેમાં એક ખેડૂત રહે. તેની સાથે રહેવા લાગ્યા.

મહારાજ દિવસ આખો કાંતે ને રાતે રામાયણની કથા કરે. આ ક્રમ ચાલતો હતો. ત્યાં એક દિવસ કથા સાંભળતાં સાંભળતાં પેલા ખેડૂતે મહારાજને કહ્યું :

" મહારાજ આ તમે વાંચો છો એવું મારાથી ન વંચાય ? "

" હા, વંચાય, કેમ ન વંચાય ! "

મહારાજે કથાની વચમાં ઉત્તર દીધો ને સ્મિત કર્યું.

" કેવી રીતે વાંચી શકાય ? "

"જો, તું મને ક્યારથી ઓળખે છે ?"

"લો વળી આ ... તમને જોયા તે દિવસથી ઓળખું છું."

"પછી તારા પડોશીને, તારી ચીજોને, તારાં ઢોરને પણ તું તરત ઓળખી કાઢે છે નહિ ?"

"હા, મહારાજ" પેલાએ હસીને ઉત્તર દીધો.

"બસ, એવી જ રીતે આ બધું લખેલું છે તેને ઓળખી ઓળખીને વાંચવાનાં."

"ત્યારે તો મહારાજ તમે કહો છો એવું હોય તો તો એ સહેલું કામ છે ને શું !"

"હા, તારે શીખવું હોય તો પાટી ને પેન લાવજે. શીખવીશ." પછી ખેડૂત રોજ રાતે કથા સાંભળવા બેસે પણ પાટી પેન લાવવાનું તેનાથી ન બન્યું. મહરાજ તેને રોજ પૂછે ને એ જવાબ દે:

'મહારાજ ગામમાં જઈ શક્યો નથી તેથી પાટી પેન લાવવાનાં રહી જ જાય છે.'

પણ પછી તપાસ કરી તો મહારાજને ખબર પડી કે એની પાસે પેનપાટી લાવવા જેટલા પૈસા જ એ વખતે ન હતા. તેથી ચારેક દિવસ બાદ રાતે કથા વાંચતાં વાંચતાં જ મહારાજે પેલા ખેડૂતને કહ્યું :

"લે, અહીં આવ, તને આજે એક નવી ઓળખાણ કરાવું."

એમ કહીને મહારાજે પોતાની ઝૂંપડીની નજીકની ધૂળ સરખી કરીને તેની પર એક ખરસાડી વડે મોટો 'ક' લખ્યો. પછી મહારાજ કહે :

"આને 'ક' કહેવાનો હોં કે. જેમ બધાને દીઠેથી તું ઓળખી કાઢે છે એમ હવે તારે આ 'ક'ને આજથી યાદ રાખવો ને એ જ્યાં મળે ત્યાં તેને તરત ઓળખી કાઢવો. સમજ્યો કે?"

"હા મહારાજ, આ 'ક' તો બરોબર યાદ રહેશે."

કથા પૂરી થઈ, મહારાજે સૂવાની તૈયારી કરી. બીજે દિવસે મહારાજ ખેતરે જવા નીકળ્યા તો આખા ખેતરમાં 'ક' 'ક' 'ક' જ લખેલા હતા!

એ ખેડુતે તેના ત્રણ ભાઈઓને પણ 'ક'ની ઓળખાણ આપી હતી ને રાતે ચંદ્રના અજવાળામાં તેઓએ 'ક'ને યાદ રાખવા આખા ખેતરમાં 'ક' ચીતરી દીધા હતા.

એ ખેડુતને મહારાજે આ રીતે થોડા વખતમાં વાંચતાં શીખવી દીધું.

થોડાં વરસ પછી મહારાજને એ ખેડુત જેલમાં

ઓચિંતો મળી ગયો ત્યારે એને વાચતો દીઠો. મહારાજે પૂછયું:

"અલ્યા, શું વાંચે છે?"

"મહારાજ, આપના પરતાપે હવે તો હું જ રામાયણ વાંચું છુ."

ખેડૂતના હરખનો કોઈ પાર ન હતો!



૨

## રાષ્ટ્રીય શાળામાં

૧૯૨૨માં ગાંધીજી પકડાયા ત્યારે અમદાવાદની રાષ્ટ્રીય શાળા બંધ પડે તેવી સ્થિતિ ઊભી થઈ. મહારાજને વિચાર આવ્યોઃ

"ગાંધીજીની પ્રેરણાથી આરંભેલું રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય આમ તેમના પકડાઈ જવાથી બંધ પડે એ ઉચિત ન ગણાય."

મહારાજે સંકલ્પ કર્યો કે કોઈ પણ સંજોગોમાં શાળા તો ચલાવવી જ.

શાળા ફરીથી શરૂ કરી. પણ શાળા ચલાવવા માટે નાણાં ન હતાં તેનું શું થાય?

તો પણ મહારાજ હિંમત ન હાર્યા. તેમણે ઈશ્વરને ભરોસે જ ભણાવવાનું ચાલુ રાખ્યું.

છતાં, કસોટીનો દિવસ આવ્યો. એક દિવસે ઘરમાં કંઈ જ અનાજ ન રહ્યું. વિદ્યાર્થીઓ આવે ને પ્રશ્નો પૂછે તેમના શાંતિથી મહારાજ ઉત્તર દે. કોઈ ગામના ગૃહસ્થ ત્યાં આવે તેમની સાથે વિનયથી વાત કરે.

એક વખત શાળાનો સમય થતાં જ કોઇ ગૃહસ્થ આવ્યા. તેમણે બીજી વાતો તો કરી. પણ જમવાનો સમય થવાથી પૂછયું: "મહારાજ, હવે જમવા જશોને?"

મહારાજ શો જવાબ દે? એ તો શાંત, ગંભીર, બેસી જ રહ્યા. પેલા ગૃહસ્થે ફરીથી કહ્યું: "મહારાજ, તમારે શાળામાં જવાનો વખત થાય છે. હવે જમી લેશોને?"

મહારાજે કંઇ ઉત્તર ન આપ્યો. ત્યારે પેલા સજ્જન મહારાજની રહેવાની-રાંધવાની ઓરડીમાં ગયા. જઈને જુએ છે તો ત્યાં લોટ, દાળ ચોખા કંઈ જ ન હતું. બધાં વાસણ માટલાં ખાલી હતાં.

એ સજ્જન તરત સમજી ગયા ને પોતાને ઘેર જઈ બધી ચીજો મહારાજને ત્યાં મોકલી આપી. મહારાજ તે દિવસે સવારે તો શાળાનો સમય થતાં ભૂખ્યા જ શાળાના વિદ્યાર્થીઓને ભણાવવા બેસી ગયા!

૩

## 'સરદારનો જમણો હાથ'

૨૫. વિઠ્ઠલભાઈ પટેલ વડી ધારાસભાના પ્રમુખ-સ્થાને હતા ત્યારે તે સમયના વાઇસરોય લૉર્ડ ઈરવિનને તેમણે ચા-પાણીના મેળાવડામાં નોતર્યા :

"તમને વાઈસરોયને મળવા આવવા નિમંત્રણ છે. માટે જરૂર મેળાવડામાં આવજો "

રવિશંકર મહારાજને વિઠ્ઠલભાઈએ નિમંત્રણ આપ્યું ત્યારે મહારાજ તો વિચારમાં પડયા

મહારાજ પહોંચ્યા સરદાર શ્રી વલ્લભભાઈ પાસે. તેમને પૂછ્યું :

"મારાથી વાઈસરોયની પાર્ટીમાં જવાય કે નહિ ?"

'વાઈસરોયને ઘેર પાર્ટીમાં જવાનું હોય તો આપણાથી

ન જવાય. પણ આ તો આપણે ઘેર તેને આપણે બોલાવ્યા છે એટલે જવાય." સરદાર વલ્લભભાઈએ મહારાજને સમજણ પાડી.

મહારાજનો વખત થયો એટલે ઊપડયા મેળાવડામાં. ત્યાં તરેહ તરેહના મહેમાનો આવેલા. તેમની વચમાંથી મહારાજ ચાલ્યા. ત્યારે કેટલાક અજાણ્યા માણસોના મનમાં થયું હશે:

'આ કેડિયું ને ટૂંકું પોતિયું પહેરેલો ઉઘાડા પગવાળો આદમી કોણ હશે!'

પણ બધા હારમાં ઊભા ને વિઠ્ઠલભાઈ એક પછી એક લૉર્ડ ઈરવિનની સાથે બધાનો પરિચય કરાવી રહ્યા હતા ત્યારે મહારાજ પાસે આવી વિઠ્ઠલભાઈએ કહ્યુ:

"આ અમારા રવિશંકર મહારાજ. તેઓ ગુજરાતના કેટલાક પછાત ગણાતા વર્ગના બહુ જ મોટા સેવક છે. આજે તમે આવ્યા છો એટલે જ તેમણે આ કેડિયું પહેર્યું છે. બાકી તો ટૂકું પોતિયું પહેરીને ગામડામાં ફરનારા છે તેમના એક શબ્દથી હજારો ખેડૂતો સ્વતંત્રતાને માટે લડવા તૈયાર થાય એવું પ્રચંડ પ્રભુત્વ જનતા ઉપર ધરાવે છે. તેઓ સરદાર વલ્લભભાઈના જમણા હાથ છે"

વિઠ્ઠલભાઈએ મહારાજનો પરિચય આપ્યો. ત્યારે હસીને લૉર્ડ ઈરવિને મહારાજ સાથે હાથ મિલાવ્યો. ઉત્તરમાં મહારાજે સ્મિત કર્યું

૪

# ધર્મશાળાનો પગી

મહારાજના વર્ષોના પ્રયાસ પછી વડોદરા રાજ્યે નિર્ણય કર્યો કે ઠાકોર કોમના સુધરેલા માણસોને હાજરીમાંથી મુક્તિ આપવી. એમાં એમ ઠરાવ્યું કે મહારાજ જેને મુક્તિ આપવાની ભલામણ કરે તેને જ મુક્તિ આપવી.

ઉત્તર ગુજરાતના એક ગામમાં વડોદરા રાજ્યના સરકારી અમલદારો એકત્ર થવાના હતા.

મહારાજ એક દિવસ અગાઉ વીસનગર પહોંચ્યા.

એક ગૃહસ્થને ત્યાં સીધા જ નામ પૂછતા પૂછતા સવારમાં ગયા. એ ગૃહસ્થ જમી પરવારીને બેઠા હતા. તેમને બારણે જઈને મહારાજે નમસ્કાર કર્યા. લાંબી

મુસાફરીમાંથી આવેલા, ધૂળવાળા ઉઘાડા પગ અને ધૂળરંગી કપડાં પહેરેલા મહારાજને પગથી માથા સુધી એ ગૃહસ્થે નિહાળીને પૂછ્યું:

"ક્યાંથી આવો છો?"

મહારાજે ઉત્તર દીધો: "પાટણથી."

"કેમ આવ્યા છો?"

"આ અહીંના ઠાકોરભાઈઓની હાજરી કઢાવવાની છે. તેથી આવ્યો છું."

"હા, પણ તેમાં તમારે શું છે? એ તો અમે બધું નક્કી કર્યું છે જ."

ગૃહસ્થને ખબર જ ન હતી કે તેઓ કોની સાથે વાત કરી રહેલા હતા! મહારાજ પણ પૂછયા વગર શી રીતે પોતાનું નામ કહે?

"ઠીક બીજું કંઈ કામ છે?" ગૃહસ્થે પૂછ્યું. ઉત્તરમાં મહારાજ એ ગૃહસ્થને ઘેરથી ઊઠયા. તેમને ભૂખ તો લાગી હતી. પણ ગૃહસ્થ પૂછે નહિ ત્યાં સુધી શી રીતે કહેવાય?

મહારાજ નજીકની એક ધર્મશાળામાં ગયા ને પૂછપરછ કરી. ધર્મશાળાવાળાએ સ્નાન માટે ગરમ પાણીની વ્યવસ્થા કરી આપવા જણાવ્યું. મહારાજે

પોતાનું કેડિયું ઉતાર્યું ને તેમનું જનોઇ જોતાં જ ધર્મશાળાવાળો બોલી ઊઠયો:

"અરે, તમે તો બ્રાહ્મણ છો ઊઠો, ઊઠો, બીજી ધર્મશાળામાં જાવ. 'અહીં તમારાથી નહિ રહેવાય. જાઓ."

મહારાજ તેને શી રીતે સમજાવે કે પોતે બ્રાહ્મણ તો હતા, પણ સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખનાર હતા.

એટલે મહારાજ ત્યાંથી ઊઠયા ને એક ગાયકવાડ સરકારની ધર્મશાળામાં ગયા ત્યાંના પગીને પૂછપરછ કરી તેના પગીએ પણ ઉડાઉ જવાબો આપ્યા ને ખીચડી કરવા માટે માગેલી તપેલીના ઉત્તરમાં તેણે કહ્યું:

"હવે રાખોને દેખાવ છો તો ગરીબ ભામણ જેવા ને વળી આ બધી માથાફોડ શી કરો છો?"

તો પણ તપેલી મેળવીને મહારાજ બજારમાં ખીચડી લેવા નીકળ્યા પણ ખીચડી ન ખરીદતા બજારમાં સારા ટમેટા જોયા તે મહારાજે ખરીદ્યાં ને થોડા ચણા લીધા એ ખાઈ ને જ ચલાવી લીધુ

બીજે દિવસે સવારે તો હાજરી કાઢી નાખવાનો મોટો સમારંભ સરકારી ઉતારામા ગોઠવાયો તેમાં મહારાજ મુખ્ય ખુરશી પર મેજર એકવીનો અને બીજા મોટા અમલદારોની સાથે બેઠા

એક પછી એક નામ બોલાવા માંડયાં. એમાં એક નામ પોકારાયું. પેલો ધર્મશાળાનો પગી આગે આવીને ઊભો ને મહારાજને જોતાં જ તેમને પગે પડ્યો નેં બોલી ઊઠયો:



"અરે મહારાજ! તમે?"

"હા, કેમ?" મહારાજ હસ્યા.

"તમે બોલ્યા પણ નહિ ને મેં તો તમારી ઉપર ગજબ કર્યો!" પગી બોલ્યો ને મનમાં ગભરાઈ ગયો કે તેનું નામ કાઢી નાખવામાં મહારાજ સંમતિ નહિ આપે તો?

મહારાજે હસીને પગીનો વાંસો થાબડયો ને બાજુમાં બેઠેલા ગોરા અમલદારને કહ્યું:

"આનું નામ હાજરીમાંથી કમી કરજો"

પગીની આંખમાંથી હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં. તેણે પગે પડીને મહારાજનો ચરણસ્પર્શ કર્યો! મહારાજે ઊભા થઈ હસીને તેને તરત ઊભો કર્યો



૫

# અપાર પ્રેમ

"ના, બસ આજે તો મારે ઘેર જ ચાલો."

"અરે, પણ આજે તો હું બહુ જ ઉતાવળમાં છુ."

"ના, આજે નહિ જ જવા દઉં."

"પણ, વળી બીજીવાર રોકાઈશ, જા."

મહારાજને મારગમાં એક ઠાકોરભાઈ મળે ને આમ વારંવાર વાત થાય.

મહારાજની પ્રત્યે એને અપાર પ્રેમ બંધાએલો. કારણ કે એની આખા કુટુંબનાં માણસોની હાજરી મહારાજે રદ કરાવેલી ને હવે પોતે પ્રતિષ્ઠિત ગણાતો હતો.

મહારાજ એકવાર ચાલ્યા જતા હતા ત્યાં દૂર ખેતરમાં બે હાથ આડા કરીને એ ઠાકોરભાઈ ઊભો રહ્યો ને મહારાજ છેક નજીક આવતાં બોલી ઊઠયોઃ

"મહારાજ, આજે તો તમે ન આવો તો સમ દઈશ."

"પણ અલ્યા, મારે ઉતાવળ છે ને ?"

"આજે તો તમે મારે ઘેર જમીને પછીજ જાવ."

"પણ, બીજીવાર આવું તો ?"

"ના, મહારાજ ના, આજે તો શેકાઈજ જાવ."

મહારાજ તેના પ્રેમને ઠેલી ન શકયા. તેને ઘેર વટાદરા ગામે ગયા.

મહારાજને નહાવાનું પાણી આપ્યું. તપેલી માંજીને આપી. ચૂલો પણ સળગાવી આપ્યો. ખીચડી આપી ને એ ઘરમાં કંઈક લેવા ગયો.

મહારાજે ખીચડી વીણી નાખી ને ધોઈને ટાઢા આંધણે મૂકવા માટે તપેલીમાં પાણી ભર્યું. ત્યાં ઠાકોરભાઈ ઘરમાંથી દોડતો આવીને બોલી ઊઠ્યોઃ

"અરે, મહારાજ આ શું કરો છો. રહો, રહો."

મહારાજને થયું કે શું છે. એટલે તરત પૂછયું:

"કેમ ?"

"અરે મહારાજ, એ તો બીજાને ત્યાં તમે પાણીમાં ખીચડી ઓરો. આપણે ત્યાં એમ ન થાય. આ દૂધ લાવ્યો છું. તેમાં ખીચડી ઓરવાની છે. લો આ દૂધ."

એમ કહીને દૂધનો ભરેલો લોટો મહારાજ પાસે મૂકયો.

"પણ, દૂધમાં તે ખીચડી ચઢતી હશે!" મહારાજ હસ્યા

"ના, મહારાજ દૂધમાં જ ઓરો. કેમ ન ચઢે?"

મહારાજને થયું: "આ ઠાકોરભાઈને હવે શી રીતે સમજાવવું?"



૬

## અવિરત સેવા

"મહારાજ, અત્યારે ક્યાં ચાલ્યા?"

સમી સાંજે વટાદરા ગામથી ચાલી નીકળેલા મહારાજને રસ્તે જતાં કોઈએ પૂછ્યું.

"આ જરા વડોદરે જાઉં છું."

"અરે, મહારાજ વડોદરે તે અત્યારે શી રીતે ને ક્યારે ચાલતા પહોંચશો? ૨૫ ગાઉનો મારગ ક્યારે પૂરો થશે?"

"મારે આ ગામની હાજરી કઢાવવાની છે. તેનાં કાગળિયાં મને હમણાં જ મળ્યાં. તેથી વડોદરે કાલ

વહેલામાં વહેલાં પહોંચાડી તેમાં અધિકારીઓની સહી કરાવીને પાછો તરત અહીં આવવાનો છું."

એમ કહીને મહારાજે ઝડપથી ચાલવા માંડ્યું.

સાયંકાળના સમયે પંખીઓ, પશુઓ, અને માનવીઓ પોતપોતાના નિવાસસ્થાન તરફ પાછાં ફરી રહેલાં હતાં, ત્યારે એક સેવાભાવી ને ત્યાગી માણસ *પોતાનાં ઘરબાર છોડીને પારકાંના દુઃખ દૂર કરવા* બહાર નીકળી પડ્યો હતો....

મહારાજ આખી રાત ચાલી ચાલીને વડોદરે પહોંચ્યા. ત્યાંના વડા અધિકારીઓને મળ્યા. હાજરી રદ કરવાના હુકમો મેળવ્યા ને જાતે જ એ કાગળો લઈને પાછા વટાદરા જવા નીકળ્યા. કોઈએ કહ્યું: "મહારાજ, જરા થાક તો ખાવ."

"મને થાક તો જણાતો જ નથી. વટાદરા પહોંચ્યા પછી થાક ખાઈશ."

કાર્યમાં શરીર, મન, આત્મા એટલાં ઓતપ્રોત થઈ ગયેલાં કે ૨૫ ગાઉ ચાલ્યા પછી યે તેમને થાક નહોતો જણાતો.

મહારાજ પાછા નીકળ્યા ત્યાં મારગમાં મધરાત થઈ. વિચાર આવ્યો:

"સખત ઠંડી છે. લાવને, થોડી વાર ક્યાંક સૂઈ લઉં. વહેલી સવારે પાછો ચાલવા માંડીશ."

ચાલતાં ચાલતાં નજીકમાં કીનખગેલ ગામ આવ્યું. ત્યાં પહોંચ્યા. મધરાતે કોણ જાગતું હોય? ને સૂતેલાને તો જગાડાય જ કેમ?

મહારાજ પોતાના એક પરિચિત ઠાકોરને ત્યા ગયા. ઘાસની ગંજી સામે જ હતી. તેમાંથી પરાળની પથારી કરી. કડકડતી ઠંડી હતી, તેથી પરાળ પર સૂઈ ગયા. ઉપર પોતાની ગરમ ધાબળી ઓઢી લીધી. પણ ઠંડી ન રોકાઈ. મહારાજે પોતાની ઉપર પણ થોડી પરાળ ખેંચીને ઘાસ ઓઢી લીધું.

વહેલી સવારમાં ઘરધણી ઠાકોર ઊઠયો. ને તરત જાણી ગયો કે મહારાજ આવ્યા છે. તેણે ઝટ ઝટ પોતાની ગોદડી ધીમેથી મહારાજ પર ઓઢાડી દીધી, ને નજીકમાં તાપણું કરીને બેઠા. શ્રમિત થયેલા મહારાજની આંખો ઊઘડી કે તરત જ પાસે બેઠેલા પેલા ભાઈઓ હસી પડયા. મહારાજ તરત ઊઠયા ને હસીને બોલ્યા:

"અલ્યા, મને કેમ ન જગાડયો?"

"તમે મોડી રાતે આવ્યા ત્યારે અમને ક્યાં

જગાડ્યા હતા ? એટલે અમે પણ તમને સૂતેલા શીદ જગાડીએ ?"

મહારાજના નિર્મળ પ્રેમથી બંધાયેલા ગામડાના હજારો માણસોએ તેમની પ્રત્યે કોઈ અજબ જેવો આત્મીય ભાવ કેળવેલો છે એનો પડઘો પાડતાં બીજાએ કહ્યું :

" તમારું ઘર જાણીને પણ અમને ન જગાડ્યા ને ?"



૭

## ગાડી ચૂકયા

મહારાજ રેલગાડીમાં મુસાફરી કરી રહ્યા હતા.

કાઠિયાવાડમાં એક જંકશન-સ્ટેશન આવ્યું. મહારાજે બારીમાંથી બહાર ડોકું કાઢ્યું, ને સ્ટેશનનું નામ વાંચ્યું: 'ધોળા જંકશન.'

મહારાજે પોતાની સાથે બેઠેલા મુસાફરને પૂછ્યું:

"આ સ્ટેશને ગાડી કેટલો વખત ઊભી રહેશે?"

"સ્ટેશન મોટું છે. એટલે ઘણો વખત ઊભી રહેશે."

"ઠીક ત્યારે. હું હમણાં પાછો આવીશ."

એમ કહીને મહારાજે પોતાની થેલીમાંથી ધોતિયું

કાઢયું. પોતાનું પહેરવાનું કેડિયું ને થેલી રેલના ડબ્બામાં મૂકી રાખ્યાં. ડબ્બામાંથી નીચે ઊતર્યા. નજીકના નળ પર જઈને સ્નાન કર્યું. કાગળના પડીકામાં બાંધેલી ભાખરી ને ગોળ કાઢીને ખાવા બેઠા.

ત્યાં ગાડીની સીસોટી વાગી. પણ મહારાજને થયું. "સ્ટેશન મોટું છે તેથી ગાડી ઓછી જ ઊપડી જવાની છે!"

પણ, ગાડી તો ચાલતી જણાઈ એટલે મહારાજને થયું ગાડીમાંથી ડબ્બા અહીં કાઢી નાંખવાના હશે. એટલે ઊપડી હશે.

થોડી વાર સુધી મહારાજ ભાખરી ખાતાં ખાતાં દૂર જઈ રહેલી રેલગાડીની સામે નજર કરી રહ્યા ને જોયું તો ગાડી તો ચાલી ગઈ!

એવામાં સ્ટેશનની ઓફિસમાંથી એક દશેક વર્ષનો છોકરો બહાર આવ્યો. તેણે મહારાજને જોયા.

છોકરાએ મહારાજને ખુલ્લે શરીરે બેઠેલા જોઈને પૂછ્યું:

"તમે કયાં જવાના છો?"

"સાબરમતી જવાનો છું."

મહારાજે સહેજ હસીને ઉત્તર દીધો. ત્યારે છોકરો તરત બોલી ઊઠયો:

"પણ, તમારી ગાડી તો હમણાં જ ઊપડી ગઈ ને?"

"ઊપડી ગઈ?" મહારાજ ચોંકી ઊઠ્યા.

"હા, એ તો હમણાં જ ગઈ."

"ત્યારે મારાં કપડાં, થેલી, ટિકિટ ને મારા મિત્રનાં પુસ્તકોનું બંડલ એમાં રહી ગયાં. હવે શું થાય?"

મહારાજે છોકરાને પૂછ્યું.

છોકરો નાનો પણ ચાલાક હતો. તેણે ઉતાવળથી સ્ટેશન તરફ જતાં મહારાજને કહ્યું:

"મારા બાપા અહીંના સ્ટેશન માસ્તર છે. તમે ચિંતા ન કરશો. હું હમણાં પાછો આવું છું. તમારો સામાન કયા ડબ્બામાં છે?"

મહારાજનો ઉત્તર સાંભળીને છોકરાએ સ્ટેશનની ઑફિસ તરફ દોટ મૂકી. મહારાજ તેની સામે જોઈ રહ્યા. તેમને મનમાં થયું, 'કેવી ભારે ભૂલ કહેવાય કે પહેલેથી ગાડી ઊપડવા વિષે ચોક્કસાઈ ન કરી!'

એટલામાં તો પેલો છોકરો દોડતો પાછો આવ્યો ને હાંફતો હાંફતો કહેવા લાગ્યોઃ

"મારા બાપાએ હમણાં જ આગલા સ્ટેશને તાર દીધો છે. તમે ઑફિસમાં ચાલો."

મહારાજ ઓફિસમાં બેઠા ત્યાં સામે સ્ટેશનેથી તાર આવ્યો કે "બધી વસ્તુઓ સલામત છે. પાછી વળતી ગાડીમાં બધો સામાન મોકલી આપીએ છીએ!"

બીજી ગાડીમાં સામાન પાછો આવ્યો, ત્યારે મહારાજે પોતાનું કેડિયું પહેર્યું. મહારાજે પેલા બાળકનો ને તેના પિતાનો આભાર માન્યો ને બીજી ગાડીમાં પૂરી કરી.

મહારાજ ઘણી વાર કહે છે કે નાના વિદ્યાર્થીઓ સાથે તેમને ખૂબ લેણાદેવી છે!



## ૮

## સુનસરમાં

ઉત્તર ગુજરાતમાં પાટણ રેલ્વેમાં ધીણોજ સ્ટેશન છે. ત્યાંથી ચાર માઇલ દૂર સુનસર ગામ છે. એ ગામના ઠાકોરો આસપાસના ચાલીસ પચાસ માઈલનાં ગામોમાંથી રાતોરાત ચોરી કરી લાવવામાં પ્રખ્યાત. તેથી આખા ગામના ઠાકોરભાઈઓનાં નામ 'હાજરી'માં હતાં.

મહારાજે ખેડા જિલ્લાના ને બીજા હજારો ઠાકોરભાઇઓની હાજરી કઢાવીને તેમને ચોરીનો ધંધો છોડાવ્યો હતો.

પછી તેઓને થયું કે ઉત્તર ગુજરાતના ઠાકોરભાઈઓની હાજરી પણ કઢાવી નાંખવી જોઈએ. તેથી

મહારાજ ઑફિસમાં બેઠા ત્યાં સામે સ્ટેશનેથી તાર આવ્યો કે "બધી વસ્તુઓ સલામત છે. પાછી વળતી ગાડીમાં બધો સામાન મોકલી આપીએ છીએ !"

બીજી ગાડીમાં સામાન પાછો આવ્યો, ત્યારે મહારાજે પોતાનું કેડિયું પહેર્યું. મહારાજે પેલા બાળકનો ને તેના પિતાનો આભાર માન્યો ને બીજી ગાડીમાં પૂરી કરી.

મહારાજ ઘણી વાર કહે છે કે નાના વિદ્યાર્થીઓ સાથે તેમને ખૂબ લેણાદેવી છે !



મહારાજ તો એ ઝૂંપડી પાસે જઈને બેઠા. એટલે તેમની સાથે આવેલા એકે મહારાજને પૂછ્યું:

"તમે બહુ થાકેલા લાગો છો. તો થોડું દૂધ લેશો?"

મહારાજથી 'હા' પડાઈ ગઈ. પછી પેલો ગામમાં દૂધ લેવા દોડયો. ને થોડી વારે પાછો ફર્યો, ત્યાં તો મહારાજની પાસે ગામના બીજા ઘણા માણસો આવી પહોંચેલા. તેમાંના એકે પેલાને પૂછ્યું:

"કેમ, મેમાન માટે દૂધ લાવ્યો?"

"ના, ડાણું દોવા નથી દેતું."

"તો પછી પડોશમાં કહોને, અલ્યા જાને, થોડું દૂધ તો લઇ આવ."

આમ દૂધ માટે એકે બીજાને ને બીજાએ ત્રીજાને કહેવા માંડ્યું. કોઈ પોતે ઊઠીને દૂધ લેવા ન ગયું.

મહારાજ તેમનું માનસ કળી ગયા તેમણે તરત કહ્યું:

"રહો, રહો મારે તો દૂધ નથી પીવું. નાહી ધોઈને હમણાં ખીચડી જ મૂકીશ. પછી દૂધની શી જરૂર?"

મહારાજ સુનસરમાં તે દિવસથી ચાર–પાંચ વરસ સુધી રહ્યા. છતાં કદી તેમણે એ ગામમાં દૂધ ન લીધું!

તેઓ એ તરફના પ્રદેશમાં જઈને વસવાના વિચારથી નીકળી પડ્યા.

મહારાજ એક વહેલી સવારે સુનસર ગામ પહોંચ્યા.

"તમારે ક્યાં રે'વું ?" કોઈએ પૂછ્યું.

"અમારે આમ ખેડા જિલ્લામાં રે'વું."

"આમ ક્યાં જવાના ?"

"આ ગામે જ આવ્યો છું."

શ્રી. રવિશંકર મહારાજને ત્યાંના ઠાકોરભાઈ સાથે આવી વાતો થઈ.

"આવો, આવો, ભલે આવ્યા." મહારાજને આવકાર આપતાં એ ગામના માણસે બીજાઓને હાક મારીને બોલાવવા માંડ્યા. નાનાં બાળકો પણ મહાજને વીંટળાઈ વળ્યાં.

સુનસર ગામમાં પેસતાં ભાગોળે નાનું તળાવ છે. ત્યાં જ મહારાજ બેઠા. નજીકની તૂટેલી ઝૂંપડી પર એમની નજર ગઈ એટલે તેમણે પૂછ્યું:

"અલ્યા, આમાં કોણ રહે છે ?"

"અહીં હમણાં તો કોઈ નથી રહેતું."

"હેં મહારાજ અમે સાંભળ્યું છે કે તમે તો ઘણે દૂરથી અહીં આવ્યા છો?"

"હા, વાત તો સાચી છે"

"પણ તમે હવે અહીં જ રહેવાના છો?"

"હા. વિચાર એવો જ છે."

"પણ તમે અહીં રહીને કરશો શું?"

"કેમ, તમારો વિચાર મને અહીંથી કાઢી મૂકવાનો છે કે શું?"

"ના, બાપજી ના, એવું તે હોય!"

વાતો ચાલે છે એટલામાં ત્યાંથી એક સરસ ઘોડી ઉપર સ્વાર થઈને એક જુવાન પસાર થઈ ગયો.

મહારાજે પૂછ્યું: "અલ્યા, એ કોણ હતું? કયા ગામથી એ સ્વાર આવેલો?"

"મહારાજ, આપણા ગામના જ એક ઠાકોરની એ ઘોડી છે. એવી આઠસો આઠસોની તો ત્રણ ચાર ઘોડી આપણા ગામમાં છે."

મહારાજ આ હકીકત સાંભળીને વિસ્મય પામ્યા. તેથી તેમણે તરત પૂછ્યું: "તે આવી કિંમતી ઘોડી તમે કેમ રાખો છો?"

૯

## 'તમે અહીં કરશો શું?'

મહારાજ સુનસર રહે. ત્યારે ત્યાંના ઠાકોરભાઈ અંદર અંદર વાતો કરે:

"આ મહારાજ આપણા ગામમાં શા સારુ આવ્યા હશે?"

"એમને અહીં આવવાનું કેમ સૂઝ્યું હશે!"

"ચાલોને મહારાજને જ જઈને પૂછીએ કે તમે આ ગામમાં રહીને શું કરશો."

ને બધા એક વાર મહારાજ પાસે આવ્યા ને એકે ધીમેથી વાત માંડી:

"હે મહારાજ અમે સાંભળ્યું છે કે તમે તો ઘણે દૂરથી અહીં આવ્યા છો?"

"હા, વાત તો સાચી છે"

"પણ તમે હવે અહીં જ રહેવાના છો?"

"હા. વિચાર એવો જ છે."

"પણ તમે અહીં રહીને કરશો શું?"

"કેમ, તમારો વિચાર મને અહીંથી કાઢી મૂકવાનો છે કે શું?"

"ના, બાપજી ના, એવું તે હોય!"

વાતો ચાલે છે એટલામાં ત્યાંથી એક સરસ ઘોડી ઉપર સ્વાર થઈને એક જુવાન પસાર થઈ ગયો.

મહારાજે પૂછ્યું: "અલ્યા, એ કોણ હતું? કયા ગામથી એ સ્વાર આવેલો?"

"મહારાજ, આપણા ગામના જ એક ઠાકોરની એ ઘોડી છે. એવી આઠસો આઠસોની તો ત્રણ ચાર ઘોડી આપણા ગામમાં છે."

મહારાજ આ હકીકત સાંભળીને વિસ્મય પામ્યા. તેથી તેમણે તરત પૂછ્યું: "તે આવી કિંમતી ઘોડી તમે કેમ રાખો છો?"

"મહારાજ" એક જુવાનનાં ચહેરા પર સ્મિત ફરક્યું ને બોલ્યોઃ "એ તો અમારા કામમાં ખાસ ખપ આવે."

મહારાજ સમજી ગયા કે રાતોરાત પચાસ ગાઉ ચોરી કરીને પાછા ઘેર આવનારનું એ અમૂલ્ય સાધન હતું.

"પણ, તમે અમારા ગામમાં રહીને કરશો શું એ અમને નથી સમજાતું." એક આધેડ વયના પુરુષે મૂળ વાત પાછી યાદ કરાવી

"જુઓ, જાણે વાત એમ છે કે તમારે બધાને હાજરી પુરાવવી પડે છે ખરું ને?"

"હા, મહારાજ."

"મરદ જેવા મરદ થઈને તમે હાજરી પુરાવો એ સારું લાગે છે?"

મહારાજે ગંભીર સ્વરે બધાને પ્રશ્ન પૂછ્યો. ત્યારે બધાયના ચહેરા પર અભિમાન અને સંકોચની મિશ્ર છાયા છવાઈ ગઈ. તેઓ મહારાજની સામે મીટ માંડીને જોઈ રહ્યા. તેમની આંખો જાણે બોલતી હતીઃ

'તમારી વાત તો સાચી પણ અમે કરીએ શું?'

૧૦

## લોકોનો જીવનપલટો કર્યો

સુનસરની નાની ઝૂંપડીમાં મહારાજની પાસે ઠાકોરભાઈઓ વાત કરવા આવ્યા.

"મહારાજ, તમારે કોઈ પણ કામ હોય તો જરૂર ચીંધજો."

"મારે તો કાંઈ કામ નથી પણ તમે એક કામ ન કરો?"

"કેવું?"

"તમે આ ચોરી કરવાનું બંધ કરો તો?"

કોઈએ ઉત્તર ન દીધો. બધા ચૂપ બેસી રહ્યા.

મહારાજે ફરીથી પૂછ્યું: "તમે ચોરીનો ધંધો ન છોડી શકો?"

"તો પછી મહારાજ, અમે ખાઈએ શું " એક જણ બોલી ઊઠ્યો

"મહેનત મજૂરી કરો તો ખાવાનું તો બધાને મળે!"

"પણ, અમને મજૂરી આપે કોણ?"

"મજૂરી કરવાની તમારી તૈયારી જ હોય તો તમને મજૂરી હું આપીશ. કામ કરશો?"

"હા. જરૂર. જો તમે મજૂરી અપાવો તો અમારો ધંધો છોડી દઈએ."

"પણ, કોઈ દીકરી નહિ દે એનું શું?" એક જણ વચમાં બોલી ઊઠ્યો.

ત્યાં રિવાજ એવો હતો કે જેણે ચોરી ન કરી હોય તેને દીકરી ન પરણાવાય.

મહારાજે હસીને કહ્યું: "કોઈ ફિકર નહિ. આપણે ચોરી તો છોડવી જ છે. એટલું નક્કી કરો તો બાકીનું તો થઈ રહેશે "

"હા, મહારાજ અમારે વાત મંજૂર છે."

મહારાજને તરત વિચાર આવ્યો કે ગામના તળાવને વ્યવસ્થિત રીતે ગામલોકો પાસે જ ખોદાવી નાખીએ તો એક સાથે બે કામ થઇ જાય.

મહારાજે જાતે તળાવ ખોદાવવાની વ્યવસ્થા કરી. ગામના લોકો મજૂરીએ ખોદવા આવ્યા. ઘણા વખત સુધી એ કામ ચાલ્યું. પછી મહારાજે લોકોને કહ્યું :

"તમારી જમીન આટલી બધી સારી છે તેમાં તમે ખેતી કરો તો કેવું સારું ?"

"પણ, ખેતીનાં સાધન વગર શું કરીએ ?" કોઇએ પૂછ્યું.

"એ સાધન પણ તમને અપાવું." મહારાજે જણાવ્યું.

....ને તરત લોકોને ખેતીનાં સાધન માટેની સગવડ કરી આપી. કેટલાકે ઘેર ભેંશ રાખેલી. બીજાઓએ પણ ભેંશ રાખી. ઘણાયે ઘરની ખેતી કરવા માંડી. પડોશીનો બળદ લાવીને પોતાના એક બળદથી પણ કેટલાકે ખેતી શરૂ કરી.

સુનસર ગામમાં ગાયકવાડ સરકાર તરફથી ખાસ પોલીસ થાણું વર્ષોથી રાખેલું હતું. એ થાણાથી સુનસરના લોકો હતા તેવા જ રહેલા.

શ્રી રવિશંકર મહારાજે એક જ વરસમાં તેઓના જીવનનો પલટો કરી નાખ્યો બધાની હાજરી નીકળી ગઈ. પછી ગાયકવાડ સરકારના એક ઉચ્ચ અધિકારી-એ એકવાર કહ્યું : "મહારાજ, આ થાણામાં થતા ખરચનો રૂપિયા અઢાર હજારનો હિસ્સો તમને ભેટ આપવાની મેં સરકારને ભલામણ કરી છે."

ઉત્તરમાં મહારાજે સૌમ્ય સ્મિત કર્યું.



૬૨

## ગામડાંનું ઘોર અજ્ઞાન

પછી તો મહારાજે સુનસરમાં નિશાળ શરૂ કરી. ગામમાં પેસતાં એક તળાવ છે. તેના કાંઠા પર એક નાની ઝૂંપડીમાં મહારાજ રહે. રેંટિયો કાંતે. હાથે રાંધે. ને બાળકો ભણાવે. આખું ગામ એમને 'દાદા' કહીને બોલાવે.

એકવાર મહારાજ છાપું વાંચતા હતા. ત્યારે એક ઠાકોરભાઈએ મહારાજને પૂછ્યું :

"દાદા, આ શું છે?"

"એ 'ગુજરાત સમાચાર' નામનું છાપું છે."

"તે આ મોટા ચોફાળ જેવડું તમને કોણ લખીને મોકલતું હશે?"

"એ તો મારા એક ઓળખીતા છે એ મોકલે છે." મહારાજે સમજણ પાડી.

"એ દિવસ રાત તમારે સારુ લખ્યા જ કરતા હશે?" ઠાકોરભાઈએ છાપા ઉપર નજર ફેંકીને આશ્ચર્યથી પૂછયું.

"ના, એ તો ઝટ ઝટ લખીને સામટું છાપી નાખે છે આવાં તો ઘણાં એકસાથે છપાય છે. ને એ અમદાવાદમાં જ લખીને પછી છાપે છે."

ઠાકોરભાઈને આ ચોફાળ જેવડું છાપું ઝટ ઝટ છપાઈ જાય છે એ જાણીને બહુ નવાઈ લાગી. પણ તેણે ઘેર જતાં જતાં પૂછી લીધું :

"તે એમાંથી તમને શું જાણવાનું મળે છે?"

મહારાજને આવા તો ઘણાય પ્રશ્નો પુછાય, તેનો ધીરજથી ઉત્તર આપે.

એકવાર એક ડોસા મહારાજને ત્યાં શાળામાં આવ્યા. પછી વખત થતાં તેનો છોકરો તેમને પાછા ઘેર લઈ જવા ઊભો થયો. ત્યારે ડોસાએ ઘડિયાળ સામું જોઈ ને મહારાજને પૂછયું :

"મહારાજ, આ હમણાં બોલશે ખરું?"

ડોસાએ સાંભળેલું કે મહારાજની નિશાળમાં એક

ઘડિયાળ લાવવામાં આવ્યું છે ને એ તો બોલે છે. તેમાં ટકોરા પડે એ ગામમાં નવાઈની વાત હતી.

મહારાજ કહે : "હા, થોડીવાર પછી ટકોરા પડશે."

ડોસો દીકરા ને કહે :

"ત્યારે તો બેસ ! અલ્યા, આપણે ઘડિયાળ હમણાં બોલશે એ સાંભળીને પછી જ ઘેર જઈએ."

ડોસાએ ઘડિયાળના ટકોરા સાંભળીને કૌતુક સાથેનો સંતોષ અનુભવ્યો ને જતાં જતાં બોલ્યો :

"આ તો ખરેખરું બોલે છે ને શું ?"



૧૨

## 'દાદા'ની શોધમાં

...પછી તો મહારાજે સુનસર છોડ્યું. પાંચેક વરસ વીતી ગયાં.

એક દિવસ સવારમાં સુનસરના ત્રણ ઠાકોરભાઈઓ અમદાવાદ સ્ટેશને ઊતર્યા ને કોઈને પૂછ્યું:

"ભઈ, અહીં ધનાસુતરની પોળ કઈ બાજુએ આવી?"

અજાણ્યાને મારગ બતાવવાની વૃત્તિવાળા કોઈકે તેને સીધો રસ્તો બતાવતાં કહ્યું:

"આમ ચાલ્યા જજો, જમણા હાથે એ પોળ આવશે."

ત્રણે ય ઠાકોરભાઈઓ ચાલતા ચાલતા ધના-સુતારની પોળે આવ્યા. ત્યાં ઊભેલા પાંચ જુવાનોને એક ઠાકોરે પૂછ્યું :

"ભાઈ, અહીં અમારા દાદાનાં દીકરી રહે છે. તેમનું ઘર ક્યાં ?"

જુવાનો આઝાદીના રંગથી રંગાયેલા હતા. તેથી તેમણે ગામડાના ઠાકોરની મજાક તો ન કરી પણ એટલું પૂછ્યું :

"તમે કયા દાદાની વાત કરો છો ? ને કયે ગામથી આવો છો ?"

ઠાકોર જરા વિમાસણમાં પડ્યા. પણ બીજા ઠાકોર બોલી ઊઠયા :

"અમારે રે'વું આમ સુનસર. અમારે ગામ આજથી પાંચેક વરસ પહેલાં એક દાદા રહેતા હતા. એ અમને વાત કરતા ત્યારે કહેતા કે, 'મારી એક દીકરી અમદાવાદમાં ધનાસુતારની પોળમાં રહે છે.' અમને એમનું કામ છે."

જુવાનની આંખોમાં ચમકાર થયો ને તરત તેણે ઠાકોરનો હાથ પકડીને પૂછ્યું :

"તમે રવિશંકર મહારાજની વાત તો નથી કરતા ને ?"

"હા ભાઈ, હા. એ જ, એ જ અમારા દાદા." ઠાકોરભાઈઓ રાજી રાજી થઈ ગયા.

"ઠીક, તો ચાલો મારી સાથે." એક જુવાને ત્રણે ય ઠાકોરભાઈઓની સાથે પોળમાં ચાલવા માંડયું.

"દાદાનાં દીકરીનું નામ તો મહાલક્ષ્મીબહેન છે ને આ ઘરમાં રહે છે. ઉપર મેડે ચઢો." જુવાને ઘર ચીંધી બતાવ્યું.

ત્રણ ઠાકોરભાઈઓ ઘરમાં મેડે ચઢ્યા ને ઓરડામાં આખી દીવાલ પર ટીંગાવેલી રવિશંકર મહારાજની છબી જોતાં જ માથેથી ફાળિયાં ઉતારીને તેને પગે લાગ્યા. તેઓની આંખમાંથી આંસુની ધારા ચાલી. થોડી વાર ત્રણે ય કંઈ બોલી પણ ન શક્યા પછી એક જણે પૂછ્યું:

"બહેન, અમારે દાદાને હમણાં જ મળવું છે. ગાયકવાડ સરકાર તરફથી એક હુકમ આવ્યો છે તેનો જવાબ દાદા અમારી વતી આપે એવું આખા ગામે નક્કી કર્યું છે. દાદા અમને ક્યાં ભેગા થાય?"

'દાદા'ને તો વસુધૈવ કુટુંબકમ્ હતું. એટલે દાદાની દીકરી પણ મૂંઝવણમાં પડી ગયાં કે મહારાજ ક્યાં હશે?

૧૩

## ગામડાંની કરકસર

અમદાવાદમાં એક ધનવાનગૃહસ્થને ત્યાં મોટી ચાપાણીની મહેફિલ હતી. ટેબલ ઉપર ગોઠવેલી રકાબીઓમાં જાતજાતની વાનીઓ મૂકી હતી. તેમાંથી થોડું થોડું બધા ઊભા ગ્રહીને ખાતા હતા ને ટેબલને ફેરા ફરતા હતા. થોડી વાર બીજી વાતોમાં બધા પરોવાયા પછી પરોણાગત કરનાર ગૃહસ્થે મહારાજને વિનતિ કરી:

"મહારાજ, આજે તો તમે કંઈક બે શબ્દ કહો."

આવા મોટા સમારંભમાં મહારાજને વિનતિ થતાં જ બધાનું લક્ષ મહારાજમાં કેન્દ્રિત થયું.

મહારાજને કંઇ ખાવાનું તો હતું જ નહિ એટલે ટેબલના એક ખૂણા પાસે ઊભા રહ્યા ને સહુની સામે જોઈને બોલવા માંડ્યા :

"મને આજનો સમારંભ જોઈને અમારે ગામડાંમાં ચાલતી એક પ્રથા યાદ આવે છે. ગામડાંમાં ભરવાડને ત્યાં લગ્નનો પ્રસંગ આઠ–દશ વર્ષે એક વાર આવે છે. તેથી એ વખતે ઘણાનાં છોકરાં પરણવાના હોય તેમનાં વાલી ભેગા મળે. પછી નક્કી થાય કે અમુક સંખ્યામાં કન્યાઓ પરણાવવાની છે. તે પછી હરીફાઇ ચાલે કે કોણ ઓછામાં ઓછા ખર્ચે બધી કન્યાઓને સામટી પરણાવવાની વ્યવસ્થા કરે છે. તેમાં જે સૌથી ઓછા ખર્ચનો આંકડો બોલે તેને ઘેર ગામેગામથી કન્યાઓ ને સગાંવહાલાં આવવા માંડે. બધાને એકઠાં થતાં વાર તો લાગે જ. અને બહુ મોટી સંખ્યામાં બધા એકત્ર થાય. એટલે જેને ઘેર પ્રસંગ થવાનો હોય એ મોટા દેગડામાં શીરો તૈયાર કરાવે. સવારથી સાંજ સુધી શીરો તૈયાર જ હોય. તેમાંથી નવા આવનારાઓ નજીકના છાપરા પરનું એક નળિયું લઇને શીરામાંથી થોડો લચકો લઈ લે, માટીના ચાયલિયામાં રાખે. એ લીધો હોય તેટલો શીરો જરૈજર ઊભાઊભા જ ખાઈ જાય. પછી બન્ને હાથ ભેગા ઘસીને કોરા કરીને ચાલતો થાય. આ રીતે સેંકડો

માણસો આવે ને શીરો ખાય પણ તેમાં જરા પણ એંઠવાડ ન પડે કે કોઈ શીરો ફેંકી ન દે."

મહારાજ પોતાની સામે ટેબલ પર પડેલી વાનીઓની સામે જોઈને કહે:

"આપણે અહીં જે રીતે ખાઈએ છીએ. તેમાં ને પેલા ગામડાંના સાવ અનઘડ ને અભણ ગણાતા માણસો વચ્ચે મોટો ફેર એ લાગે છે કે આપણે ખાવાની ચીજોમાં ઘણો બગાડ કરીએ છીએ, જ્યારે પેલા લોકો જરા યે બગાડ નથી કરતા. એનું કારણ કદાચ એમ પણ હોય કે ખેતરમાં ધાન પંકવતાં કેટલું કષ્ટ ભોગવવું પડે છે તેનું ગામડાંમાં વસનારને ભાન હોય છે જે શહેરીઓને નથી હોતું."



૧૪

## એક હરિજનનો પ્રશ્ન

મહારાજ બોરસદ તાલુકામાં ગાજણા ગામથી બીજે ગામ ચાલ્યા જતા હતા.

ત્યાં મારગમાં એક હરિજન મળ્યો. તેની આંખમાં આંસુ ભર્યાં હતાં. મહારાજને ઊભા રાખ્યા ને પૂછ્યું:

"મહારાજ, મારે તમને એક સવાલ પૂછવો છે."

મહારાજ ઊભા રહ્યા ને બોલ્યા "કેમ, ક્યાં રહે છે?"

"મહારાજ, તમે નાડિયા પરામાં રહેતા'તા ને સપ્તાહ માંડયો'તો ત્યારે તમને ભેગો થયેલો."

મહારાજે તેનું ઓળખાણ કર્યું ને પૂછ્યું: "મારું શું કામ હતું?"

"મહારાજ, ભગત દેવલોક થયા છે એ સખી હશે?"

મહારાજ વિચારમાં પડી ગયા, એ શું પૂછે છે તેની સમજ ન પડી. એટલે પૂછ્યું.

"કોની વાત પૂછે છે?"

"એ તો મારો ભાઈ મરી ગયો તેને વિષે પૂછું છું કે એ સખી હશે કે દખી?"

તેણે શોકપૂર્વક પ્રશ્ન પૂછીને મહારાજનો ઉત્તરની રાહ જોવા માંડી.

મહારાજને થયું કે હરિજનના મનમાં ભારે દુઃખ ભર્યું હતું તેમણે પૂછ્યું:

"એ તો ભગત હતા ને?"

"હા, મહારાજ."

થોડી ક્ષણ વિચાર કરીને મહારાજે તરત કહ્યું.:

"ત્યારે એ તો સુખી જ છે એમ માનજે."

"ઓ હો મહારાજ એ સુખી છે. ત્યારે તો બહુ સારું." એમ કહેતાંની સાથે જ એના દુઃખમય ચહેરા ઉપર હર્ષની છાયા પ્રસરી ગઈ. ને ફરી બોલ્યો:

"મહારાજ તમે આવી વાતના જાણનારા એથી તમારી પાસેથી જ અની ખબર પડે ને!"

૧૫

## બાબા બેરેકમાં

’ગુરની જેલ....

“અરે મિ. રવિશંકર તમે રાતે બાબા બેરેકમાં થયેલા ધાંધલનો અવાજ તો સાંભળ્યો ને?”

· સાબરમતી સેન્ટ્રલ જેલના સુપ્રિન્ટેન્ડેન્ટે પોતાની સવારની ‘રોન’—રાઉન્ડમાં મહારાજની ખોલી પાસે ઊભા રહીને પ્રશ્ન પૂછ્યો. મહારાજનું મોઢું હંમેશાં સ્મિતભર્યું રહે છે ને તેમાં એક પ્રકારના સમભાવની છાયા પ્રસરે છે.

“હા, મેં સાંભળ્યું તો ખરું.”

“તમને ખબર પડી ખરી કે એ શાથી થયું?”

“ના, શું બન્યું?”

" છોકરાઓ પૂરાવાની ના પાડતા હતા. તેથી ધાંધલ થયું."

" હં, સમજાયું."

મહારાજના ઉત્તરમાં કંઈક ગંભીરતા હતી એ સુપ્રિન્ટેન્ડેન્ટ જોઇ શકયા તેણે તરત મહારાજને કહ્યું:

" મહારાજ, એક વિનતિ સ્વીકારશો ?"

" કેવી ?"

" જેલના નિયમમાં મારે અપવાદ કરીને પણ તમને છોકરા પાર્ટીમાં મૂકવા છે. ત્યાં જઈને તેમની સાથે રહેશો ?"

"મને તો તમે જ્યાં મૂકશો ત્યાં રહીશ."

....ને મહારાજ છોકરાપાર્ટીમાં જઇને રહ્યા.

છોકરાઓ તો રાજી રાજી થઇ ગયા. અંગ્રેજના રાજનો નાશ કરવાની તમન્નાથી જેલમાં આવેલા વાન રસેનાના એ સૈનિકો હતા. એટલે વાતવાતમાં તેઓ જેલ અધિકારીઓ સાથે અડી પડતા.

"તમે ધાંધલ કર્યું શા માટે ?" મહારાજે વાતચીતમાં પ્રશ્ન પૂછ્યો.

" મહારાજ, અમને ગીનતી કરીને પૂરે એમાં અમારા સ્વમાનનો ભંગ લાગ્યો તેથી ગીનતી કર્યા

વગર પૂરે તો જ પુરાઈએ, એમ અમે કહ્યું. ને છેવટે અમારો જ વિજય થયો." નાના જુવાને મહારાજને હોંશે હોંશે ઉત્તર દીધો.

"પણ, તમારું સ્વમાન એવું તે કેવું છે કે જે હાલતાં ને ચાલતાં ઘવાય છે? તમારું માન તમારા હાથમાં સાચવો ને તેને ગમે ત્યારે હલકું ન પડવા દો તો કોઈ જ તમારું અપમાન કરવા ન આવે. પણ તમારી માન-અપમાનની માપણી જ, કંઇક જુદી લાગે છે. જેલના આ નાના મોટા અધિકારીના હાથમાં તમારું સ્વમાન સોંપો તો અપમાન થાય ને? આપણું સ્વમાન કોઈનાયે હાથમાં સોંપીએ શા સારૂ? દરેકે પોતાનું સ્વમાન સાચવવું એ પોતાના હાથની વાત છે, માટે તમે નાની નાની વાતમાં માન-અપમાન થવાની વાત છોડી દો."

મહારાજે પોતાની લાક્ષણિક ઢબે પ્રેમળ ઠપકો આપી દીધો. પણ પછી તો મહારાજ છોકરાપાર્ટી સાથે દસ મહિના રહ્યા. તે દરમ્યાન એવા એકરૂપ થઈ ગયા કે ત્યાંના લગભગ એંશી છોકરાઓ તેમને 'દાદા'ના વહાલસોયા નામે બોલાવતા થયા. જેલમાંથી છૂટયા પછી યે ગુજરાત-કાઠિયાવાડના કેટલાય જુવાનો તેમને મળે છે ને 'દાદા' કહીને પોતાના આપ્તજનને મળ્યાનો સંતોષ લે છે.

## વર્તનનું ઘડતર

ઘણા બેરેકમાં મહારાજની સાથે છોકરાઓ એટલા ભળી ગયેલા કે તેમની સાથે રોજ ભાતભાતની વાતો કરે. છોકરાયે દિવસમાં જે વાંચે તેનો સાર બધાને સમજાવી જાય એવો ક્રમ રાખેલો.

."મહારાજ, માથે લાંબા વાળ રખાય કે નહિ ?" એક વિદ્યાર્થીએ પૂછ્યું.

"રાખવા હોય તે રાખે ને ન ગમે તે ન રાખે !' મહારાજે કહ્યું.

"પણ, એમ નહિ. વાળ રાખીને તેલ નાંખીને પટિયાં પાડીએ તે સારું કે નહિ ?"

"જુઓ," મહારાજે વાત કરવા માંડી. બધા વિદ્યાર્થીઓ એકધ્યાન થઈને મહારાજની સામે જોઈ રહ્યા. મહારાજ બોલે છે ત્યારે તેમની વાણી જ નથી બોલતી. તેમની આંખો, તેમના ચહેરાની બધી રેખાઓ, જાણે બોલતી હોય એવો અનુભવ થાય છે એટલે અંતરના ઊંડાણમાંથી બોલતા હોય એવું લાગે છે.

મહારાજને મન કોઈ બહુ મોટા કે કોઈ બહુ નાના નહિ. એકાદ બારૈયા–પાટણવાડિયા સાથે જે સહૃદયતાથી વાત કરે તેવી જ ભાવનાથી કોઈક લાખો–કરોડપતિ સાથે વાત કરે છે.

વિદ્યાર્થીનો પ્રશ્ન તો નજીવા જેવો હતો. તો પણ મહારાજે સહજભાવે કહ્યું:

"વાત એમ છે કે વાળ એ મહત્ત્વની વસ્તુ નથી. તેને કેવા હેતુથી તમે રાખો છો ને ઓળો છો, એ મહત્ત્વની બાબત છે. સાધુઓ માથે વાળ રાખે છે–ને તમે પણ વાળ રાખો છો. એ બે વચ્ચે ફેર તો છે જ ને ? પેલા સાધુને મન વાળ એ વૈરાગ્યનું ચિહ્ન છે ને તમારે માટે એ મોજશોખ ને વૈભવનું સાધન બન્યું છે."

"તો પછી વાળ રાખવા જ ન જોઈએ ખરું ને ?" એક ચબરાક છોકરાએ પોતાના માથાની લટ હાથ વડે ઊંચી ઉલાળતાં પૂછ્યું.

"ના, એમ પણ હું નથી કહેતો. મારો કહેવાનો આશય એટલો જ છે કે આપણે વાળ રાખીએ. કપડાં પહેરીએ, બીજી ટાપટીપ કરીએ તેમાં સ્વચ્છતા, સુઘડતા ને વ્યવસ્થાનો હેતુ હોય ત્યાં સુધી એ બધું બરોબર છે. પણ એ બધાયમાંથી આપણે બીજાનું ધ્યાન ખેંચવાનો, વટ પાડવાનો કે આકર્ષવાનો હેતુ રાખીએ તો તે સારું નથી. આજે તો દિવસે દિવસે સ્વચ્છતાને નામે આપણે વિલાસમાં ઘસડાઈ રહેલા છીએ. હું ગામડાંમાં રહું છું. ત્યાં મારાં કપડાં બધાયમાં ઊજળાં લાગે છે. હું અમદાવાદ જાઉં છું, ત્યારે મારાં કપડાં ઝાંખા ને બધાનાં ઊજળાં લાગે છે ને અમદાવાદવાળો મુંબઈ જાય તો મુંબઈવાળાનાં તેનાથી યે વધુ ઊજળાં લાગે છે. આ બધી પરંપરા સારી નથી. ગામડાંના માણસને તમે લાંબા વાળ રાખીને શો દાખલો આપવાના છો? તમારી ટાપટીપ તમારા બીજા શોખો એ બધામાંથી તમે ગામડાંને શું આપવા ઇચ્છો છો એનો પૂરો વિચાર કરજો. નહિતર વગર સમજ્યે ગામડાં તમારું થોડું અનુકરણ તો કરવા માંડ્યાં છે. તે માર્ગે ગામડાંનો ઉદ્ધાર નથી. તેમનો તો વિનાશ જ છે એમ જાણજો. તમે ગામડાંની પ્રજા માટે ભવિષ્યના દોરનારા છો એ ભૂલી ન જશો. એ જવાબદારી ઉઠાવવાની લાયકાત ને બળ વધે એવું તમારું વર્તન ઘડજો."

૧૭

## કલોલમાં રાહતકાર્ય

રાત્રીના લગભગ અગિયારનો શુમાર હશે. ત્યારે હરિજન આશ્રમમાં મહારાજ પહોંચ્યા. ત્યાં એક જુવાન કાર્યકરને ઘેર જઇને હાક મારી:

"કેમ....ભાઈ, છો કે?"

"હા, મહારાજ કેમ આટલી મોડી રાતે આવવું થયું?"

જુવાને તરત મહારાજને પ્રત્યુત્તર દીધો ને ઘરમાં બેસાડયા.

મહારાજે આવવાનો હેતુ સમજાવવા માંડયો:

"જુઓ, કલોલમાં સખત કોલેરા ચાલે છે ત્યાં જવાનો વિચાર છે. સાથે ચાલશો ને?"

"હા, મહારાજ જરૂર જઈએ."

"તો ક્યારે જશું ?"

"અત્યારે તો હવે એકે ગાડી નથી જતી. એટલે મળસ્કે પહેલી ગાડીમાં કલોલ પહોંચી જઈએ."

....અને બીજી સવારે મહારાજશ્રી, મૃદુલાબહેન અને બે ત્રણ જુવાનો કલોલ પહોંચ્યા.

સ્ટેશને ઊતરતાં જ ફૂટપાથ પાસે ધૂળમાં આળોટતો એક માણસ દીઠો. તેની પાસે જઈને મહારાજે તેને ઉઠાડવા પ્રયાસ કર્યો. ત્યારે થોડે દૂર રહ્યે રહ્યે એક આદમી બોલી ઊઠચો:

"અરે ભાઇ, એને તો કોલેરા થયો છે. એને ના અડશો. તમને પણ કોલેરા ભરખી જશે."

મહારાજ આ વેણ સાંભળીને ચમક્યા. તેમને થયું લોકોની આ તે કેવી સ્થિતિ! એ બિમાર માણસને ક્યાં લઈ જવો તેના વિચારમાં પડ્યા. ત્યાં તો ખબર પડી કે વડોદરા રાજના તંદુરસ્તી ખાતાના વડા અધિકારી ત્યાંના સરકારી ઉતારામાં આવ્યા છે.

મહારાજ તરત એ અધિકારી પાસે પહોંચ્યા ને તેમને કહ્યું :

"તમે તાકીદે લોકોને મદદ મળે તેવી વ્યવસ્થા કરો તો સારું."

. વડોદરા રાજમાં રવિશંકર મહારાજને છેક દીવાનથી માંડીને સૌથી નાના અમલદાર બધા જ મદદ કરવા હંમેશાં તૈયાર હોય છે. કારણ કે એ બધાએ મહારાજની નિઃસ્વાર્થ સેવાનો સાચો અનુભવ કરેલો છે.

"તમે કહો તે બધી જ વ્યવસ્થા કરવા હું તૈયાર છું." વડા અધિકારીએ કહ્યું: .

"તો એમ કરો. સ્ટેશન સામેની ધર્મશાળામાં એક કામચલાઉ હોસ્પિટલ ખોલીએ." મહારાજે કહ્યું.

"હા, હું તેમ કરવા તૈયાર છું. પણ હોસ્પિટલ અંગેનાં બધાં સાધનો મારાથી એકાએક જ એકઠાં નહિ થઇ શકે. તમને ખાટલા ને બીજા સાધનો પૂરાં પાડું. પણ દવા વગેરે વડોદરેથી આવતાં વખત જાય."

"એ તો બધી વ્યવસ્થા થઇ રહેશે." એટલું કહીને મહારાજે અમદાવાદ જઈને દવા ને બીજાં સાધનો તાબડતોબ કલોલમાં એકત્ર કર્યાં.

જેનું કોઇ જ ન હતું એવાં કેટલાં યે નિઃસહાય માણસોને વૈદકીય સારવાર માટે મહારાજે દવાખાનામાં લાવવાની વ્યવસ્થા કરી.

૧૮

## દર્દીઓની સારવાર

મહારાજે કલોલમાં હોસ્પિટલ તો રાતોરાત ઊભી કરી દીધી. તેમાં શ્રી. દીનુભાઇ શીવાભાઇ પટેલ નવા જ દાક્તર થયેલા તેમને સ્વયંસેવક તરીકે લાવ્યા ને થોડા સ્વયસેવકો તથા સેવિકાઓ પણ આવ્યાં

મહારાજ દિવસ ને રાત દવાખાનામાં હાજર રહે. એક પછી એક દર્દીને જુએ, સારવાર કરે ધીરજ આપે. પણ કોલેરા એટલો સખત હતો કે માણસો ટપોટપ મરી રહેલાં હતાં એથી આખા ગામમાં ને આસપાસમાં કાળો કેર વર્તી રહ્યો હતો.

કલોલ ખાલી થઇ રહેલું હતું. પણ જેમને કોલેરા લાગુ પડેલો હોય તેવા ને તેના થોડા કુટુંબી શી

રીતે બહારગામ જાય? તેવા દર્દીઓને સ્ટ્રેચરમાં સુવાડીને દવાખાનામાં લાવવા માંડયા.

એક ખાટલામાં સુવાડેલા દર્દીને દવાખાનામાં લાવ્યા. તેની પાસે મહારાજ ગયા ને પૂછપરછ કરી:

"આમનું નામ શું?"

"રહેમાન" દર્દીની સાથે આવેલા જુવાને જવાબ દીધો.

"ક્યારે દર્દ શરૂ થયું?" મહારાજે પૂછ્યું.

"આજે જ."

મહારાજે તરત જ રહેમાનને દવાખાનાના ખાટલામાં સુવાડયો. દાક્તર ને સ્વયંસેવકો તેની સારવારમાં લાગી ગયા.

ત્યાં બીજો ખાટલો આવી રહેલો દેખાયો. મહારાજ તેની પાસે ગયા ને પૂછ્યું:

"ક્યારે દર્દ શરૂ થયું છે?"

"આજે જ."

"નામ શું?"

"સકીના"

મહારાજે એ જુવાન બહેનનું નામ કાગળ પર

નોંધ્યું ને તેની પણ તરત જ દવાખાનામાં સારવાર શરૂ થઈ.

એક પછી એક એમ બારે દર્દીઓ તો એક કલાકમાં જ આવી પહોંચ્યા. દાક્તર ને સ્વયંસેવકો તો પૂરી કાળજી ને ખંતથી દર્દીઓની સારવારમાં પડ્યા હતા. પરંતુ હજુ દર્દીઓના ઝાડા–પેશાબનાં કૂંડાં ઉપાડનાર કોઈ ભંગી આવ્યો ન હતો.

પણ, એની આવવાની તે રાહ જોવાય ? મહારાજે એ કામ પણ શરૂ કરી દીધું, કૉલેરાના દર્દીનાં એવાં કૂંડાં ઉપાડીને દવાખાનાની બહાર લઈ જઈને મૂકવા માંડયાં. મહારાજને જોઈને બીજા સ્વયંસેવકોનો ભય ભાગી ગયો ને બધાએ પહેલે દિવસે એ કામ પણ કર્યું.

દાક્તર અને સ્વયંસેવકના અમુક કલાકના વારા બાંધ્યા.

પણ, મહારાજને વળી વારા કેવા ? તેઓ તો દિવસ રાત ત્યાં જ રહે. જમવા નહાવા જઈ આવે. તે સિવાય બધા દર્દીને મળે ને સાંત્વન આપે

એક વાર સમી સાંજનો સમય હતો. દવાખાનામાં દર્દીઓ ને તેમનાં સગાં ભારે દુઃખમાંથી

પસાર થઈ રહેલાં હતાં. એવું તેમના ચહેરા પરથી વરતાતું હતું.

મહારાજ ખૂબ શાંત ને ગંભીર પણે એક પછી એક બધાયના ખાટલા પાસે જતા હતા ને ધીરજ આપતા હતા.

ત્યાં એકાએક જ દવાખાનાના એક ઓરડામાંથી કારમી બૂમ સંભળાઇ.

મહારાજ ત્યાં દોડી ગયા. જોયું તો રહેમાન ખૂબ અકળાઇ રહેલો હતો.

મહારાજે તરત દાક્તરને બોલાવ્યા. દાક્તરે દર્દીની નાડી હાથમાં લીધી.

દાક્તરના ચહેરા પર ગંભીરતા છવાઇ ગઈ. મહારાજે રહેમાનની ઉપર ઓઢાડેલી ચાદર સરખી કરી. ત્યારે રહેમાને ખૂબ ધીરજથી મહારાજને સલામ કરી. રહેમાન કંઈજ બોલી ન શક્યો. તેની આંખમાં આંસુ ભરાયાં. મહારાજે તેના માથા પર હાથ ફેરવ્યો. રહેમાનનો જીવનદીપ બુઝાઇ ગયો.

મહારાજ બે ક્ષણ રહેમાનના મૃતદેહ પાસે આંખો મીંચીને ઊભા રહ્યા.

૧૯

## '૪૧ના રમખાણમાં

૧૯૪૧માં અમદાવાદમાં કોમી રમખાણ ફાટી નીકળ્યું. મહારાજને ખબર પડતાં જ અમદાવાદમાં આવી પહોંચ્યા.

લોકો અમુક લત્તામાંથી ઘર ખાલી કરીને નાસી ગયા હતા. એવે સ્થળે મહારાજ ફરવા નીકળ્યા.

મહારાજની સાથે એક જુવાન હતો. મહારાજ વાતો કરતા જાય છે:

"લોકો આમ નાસી જાય, તેમને શી રીતે સમજાવાય કે નાસવું ન જોઇએ, એમાં કાયરતા છે?"

"મહારાજ, આવી સ્થિતિમાં કોઈની હિંમત રહી ન શકે એવું હોય છે."

"હા, એ તો હું સમજું છું. પણ નાસી જાય તે કરતાં તો સામનો કરી છૂટે એ બહેત્તર ગણાય...."

મહારાજ બોલતા હતા તેવામાં જ માર્ગમાં દોડાદોડી શરૂ થઈ. જોયું તો કોઈ રાહદારીની ઉપર હુમલો થયો હતો. ને એ રસ્તા વચ્ચે પડી ગયો હતો.

મહારાજ તેની પાસે તરત પહોંચ્યા. તેને દવાખાને લઇ જવા માટે મોટર મંગાવી ને દવાખાનામાં તેને દાખલ કરાવ્યો.

મહારાજ દવાખાનામાં દરેક ઘવાયેલા દર્દીની પાસે ગયા ને હિંદુ અને મુસલમાન દર્દીઓની દુઃખની વાત સાંભળી.

હિંદુભાઈઓએ તો મહારાજનું નામ સાંભળેલું. તેથી તેઓ આદરથી તેમને નમન કરતા હતા. પરંતુ મુસલમાન ભાઇઓએ તો મહારાજનું નામ ભાગ્યે જ સાંભળેલું, છતાં તેઓ પણ જાણે તેમના અહેશાનમંદ હોય તેવા ભાવ તેમની વાતચીત દરમ્યાન ચહેરા પર તરી આવતા હતા.

મહારાજ દર્દીઓને મળ્યા તે સાથે દાક્તરોને પણ પ્રોત્સાહન આપતા વાતો કર્યે જતા હતા. ત્યાં કોઈકે કહ્યું:

"મહારાજ, દવાખાનામાં મુડદાંઓનો ઢગ થઈ ગયો છે તેની કાંઈ વ્યવસ્થા ન થાય?

મહારાજ તો માનવીઓના લોભિયા હતા અમદાવાદના નહિ, તેથી તેમણે સાથે આવેલા જવાનની સલાહ લીધી. પછી મહારાજે કહ્યું:

"હા, એ મુડદાંને અગ્નિસંસ્કાર આપવાનું કામ હું કરીશ"

મહારાજે એકસાથે ચાલીસ મૃતદેહોની ચિતા દૂધેશ્વરને આરે ખડકી ને તેને અગ્નિદાહ દીધો



## ૨૦

## જેલરનો અનુભવ

'૩૦ની લડત વખતે એક ખ્રિસ્તી જેલરે કહેલો આ પ્રસંગ છે........

"અમારી જેલમાં એક ભારે તોફાની કેદી છે" સાબરમતીજેલના જેલરે પોતાની વાત માંડી.

"તેનું નામ જસા મોતી એને દરરોજ સાંજે જુદી જુદી જગાએ પૂરવો પડે છે ને કાયમ તેના પગમાં ઊભી બેડી કે સાંકળ તો હોય જ."

"કેમ એમ?"

"જસો એવો પરાક્રમી છે કે એક વાર એક સબ-જેલમાં તેને પૂરેલો ત્યાંથી છાપરું તોડીને નાસી ગયેલો.

અહીં તેને એક જ જગાએ ન પૂરવાનું કારણ પણ એ છે કે તે અગાઉથી કાવતરું ગોઠવીને નાસી જઈ ન શકે."

જેલરે પોતાની વાત આગળ ચલાવી. એજ વખતે દૂરથી જસાને બે ખાસ સિપાહી લઈ જતા હતા તેની ઉપર નજર પડતાં જ કહ્યું:

"જસો તોફાની ઘણો. પણ એ સમજદાર પણ લાગે છે."

"શાથી એમ માનો છો?"

"એક વાર તેને પોલીસો ખરાકમાં લઇ જતા હતા. ત્યારે જસાએ મિ. રવિશંકર મહારાજને જોયા. તરત તેમની પાસે ગયો ને તેમને પગે પડ્યો."

જેલરે હસીને જણાવ્યું: "જેને આપણે ગુન્હેગાર ગણીએ છીએ તેઓ બહાદુર ને સમજદાર પણ હોય છે. એમ મને ઘણી વાર લાગ્યું છે. માત્ર આપણી સામાજિક દૃષ્ટિનો જ દોષ 'છે. કે જેને ગુન્હેગાર માનીએ તેને સમાજમાંથી કાયમ માટે દેશવટો દઈએ છીએ. ગુન્હેગારની પ્રત્યેના આવા વર્તનથી એ સુધરતો નથી પણ બગડે છે."

જસાને મેં મહારાજને પગે લાગતો જોયો ત્યારે મને સંતોષ થયો.

જેલરે પોતાની વિચારશ્રેણી વ્યક્ત કરીને એક પ્રસંગનું વર્ણન કરવા માંડ્યું :

'એક વાર જસાને પોલીસ નવી બરાકમાં પૂરવા જતા હતા. ત્યારે પોલીસે તેનું કંઈક અપમાન થાય તેવી રીતે તેની સાથે વાત કરી. તેથી જસો છેડાઈ પડયો. બસ પછી તો પૂછવું જ શું? પોલીસને છુટું ટમલર માર્યું. કોઈની હિંમત તેની પાસે જવાની ન ચાલે. સાંજ થઈ ગઇ. જેલ બંધ કરવાનો વખત થયો. તો પણ જસાને બંધ ન કરી શકાયો. છેવટે હું એકલો જસા પાસે ગયો. ને મેં તેને એક જ સવાલ પૂછયો :

' જસા તારે તોફાન બંધ કરવું છે કે નહિ ?'

જસો ઉત્તરમાં બેપરવાહી ભરેલું સ્મિત કરીને બોલ્યો :

" આવે તો ખરા કોઈ મને પૂરવા."

તેનો જવાબ સાંભળીને ચમકી ગયા વગર કોણ રહે ? પછી તો મેં તેને એટલું જ કહ્યું :

" જો, જસા તું શાંતિથી તારી મેળે પૂરાઇ જાય છે કે નહિ ? "

' ના, ના, ના, નથી પૂરાવાનો જાઓ " જસાએ લાપરવાહીથી ઉત્તર દીધો.

પછી છેવટે મેં એક સિપાહીને કહ્યું: 'એઈ દેખો, જાઓ રવિશંકર મહારાજ કો બોલો કિ જેલરસા'બ સલામ બોલતા હૈ, ઔર આપકો અભી બુલાતા હૈ'

જસાએ આ હુકમ સાંભળતાં જ કહ્યું: 'તમે મહારાજને અહીં બોલાવીને તેમને નાહક તકલીફ ન આપશો હું ખોલીમાં જાઉં છું. મને બંધ કરો.'

....ને જસો તરત ખોલીમાં પુરાઈ ગયો.



## ૨૧

# ફાંસીને માંચડેથી

જેલમાં ફાંસીખોલીએ કોઈને જવાની છૂટ નથી હોતી. પરંતુ શ્રી. રવિશંકર મહારાજ ફાંસીખોલીએ ગમે ત્યારે જઈ શકે. એવું જેલના અધિકારીઓનું ફરમાન હતું.

'પેલાની આજે ફાંસી કાયમ થઈને આવી.' મહારાજને કોઈએ ઓચિંતી ખબર આપી

રાગ અને દ્વેષ, સુખ ને દુઃખ બન્નેની અસર મહારાજના ચિત્ત પર ઓછામાં ઓછી થાય છે એવું ઘણા પ્રસંગોમાં જોવામાં આવે છે દુઃખ લાગે ખરું પણ એ દુઃખની લાગણીથી ઢંકાયેલી આછી રેખાઓ

તેમના ચહેરા ઉપર કોતરાઈ રહે એટલું જ. દુ:ખ તેમને હતાશ, નિરાશ, કરીને પાછા નથી પાડી શકતું.

'૪૨ની જેલ વખતે મહારાજને એક યુવાને ઘણાં અંગ્રેજી પુસ્તકોનું ગુજરાતી કરીને વાંચી સંભળાવ્યાં હતાં એવું એક પુસ્તક વંચાઈ રહ્યું. પછી તરત મહારાજ પોતાની ખોલીએથી ઊઠયા ને સીધા ફાંસી ખોલીએ ગયા.

જેને ફાંસી કાયમ થઈને આવી હતી, તેની ખોલીના સળિયા પાસે મહારાજ ઊભા રહ્યા.

કેદીએ મહારાજને નમસ્કાર કર્યા ને કહ્યું:

'મહારાજ, ફાંસીકાયમનો હુકમ મને સંભળાવી દીધો છે. પણ જેવી ઈશ્વરની મરજી. તમારો સાથ અહીં થયો છે એ મારા જીવતરમાં છેલ્લી ઘડીએ એક આશીર્વાદ સમાન થઈ પડયો છે...."

કેદી પોતાના બે હાથ જોડીને લોઢાના સળિયાની અંદર માનવતાપૂર્ણ અવાજે બોલી રહ્યો હતો. તેની આંખોમાં આંસુની પાતળી કિનાર બાઝી રહેલી હતી. હવે તેનું જગતમાં મહારાજ સિવાય કોઈ જ સાથી ન હતું. એવી નિ:સહાયતાની લાગણીથી એ ઊભો રહ્યો હતો. મહારાજ ગંભીર વદને તેની વાત સાંભળતા હતા.

"ભાઈ, તને તે હું શી ધીરજ આપું, પણ ઈશ્વરના નામનું સ્મરણ કર્યા કરજે."

મહારાજ ફાંસીખોલીએથી પાછા ફર્યા. ત્યારે મૂક ને ગભીર બની ગયા હતા જાણે તેમના અંતરમાંથી અકળાયેલો અવાજ ઊઠતો હતો.

"...માણસ બીજા માણસને ફાંસીએ લટકાવીને મારી નાંખે એવી તે કેવી પ્રથા હશે! ફાંસી દેવાની સજા જ બંધ ન થઈ શકે?"

જેલની પ્રચંડ ને વિકરાળ દીવાલની અડોઅડ મહારાજ ચાલ્યા જતા હતા, ત્યારે નજીકના જ વૃક્ષ ઉપરથી ફફડાટ કરતુ એક ગીધપક્ષી ઊડી ગયું. મહારાજનું લક્ષ એ પક્ષી તરફ ગયું ત્યારે બીજી તરફથી એક સિપાહીએ ઓચિંતા આવીને મહારાજને કહ્યુ

"કાલે સવારે સાડા આઠ વાગે પેલા કેદીને ફાંસી આપવાની છે એમ જેલર સાહેબે સલામ સાથે કહેવડાવ્યું છે"

મહારાજ આ સંદેશો સાભળીને વધારે ગંભીર બન્યા ને પોતાની ખોલીએ પહોંચ્યા

બીજે દિવસે વહેલી સવારમા મહારાજ ફાંસી-ખોલીએ ગયા ત્યા કેદીને સ્નાન કરાવવા ખોલીમાંથી

બહાર કાઢવાની વ્યવસ્થા કરી. સાથે બેસીને અરધો કલાક પ્રાર્થના ને ગીતાપાઠ કર્યો.

સવારે સાડાઆઠનો સુમાર થયો.....

મહારાજે કેદીને ધીરજ આપી કેદી મહારાજને પગે પડયો, મહારાજે વિદાય લીધી. આંસુભરી આંખે કેદી મહારાજને દૂર સુધી જોઇ રહ્યો.

ફાંસીઆએ કેદીના મોઢા પર કાળું કપડું નાંખ્યું ને ગળામાં દોરડું પહેરાવવા માંડયું ત્યારે છેલ્લે છેલ્લે કેદીએ જેલરને કહ્યું:

'રવિશંકર મહારાજને મારા નમસ્કાર કહેજો.'

એ વાકય બોલાઇ રહેતાં જ જેલરે પોતાની ઘડિયાળમાં સાડાઆઠ વાગતા જોયા ને કેદીના પગની નીચેનાં પાટિયાં ખસી ગયાં.



## એક બહારવટિયાનો જીવનપલટો

એનું નામ મોતી. એને કુલ બાવન વરસની જેલની સજા થઈ હતી. અત્યારે તેની ઉંમર પચાસની આસપાસ તો હતી જ.

મહારાજ પાસે એક વાર મોતી આવ્યો. તેણે પીળી પાઘડી પહેરેલી હતી. તેની ઓળખાણ બધાને કરાવી મોતી પોતાનું કામ પતાવી મહારાજને પગે લાગીને પોતાને કામે પાછો ગયો.

પછી મહારાજ કહે :

"આ મોતીની સાથે અમારે જૂનું ઓળખાણ છે. એણે બહારવટું ખેડ્યું હતું. અહીં એણે વીસ

વરસની જેલ ભોગવી. પણ તેના જીવનમાંથી તાજગી ને તરવરાટ હજુ ઓછા નથી થયો."

"તો હવે એની સજા માફ ન કરાવી શકાય?" એક જુવાને પૂછ્યું.

"હા, માફ તો કરાવી શકાય, પણ મને તો બીજી ચિંતા છે."

"કેવી?"

વાતો ચાલતી હતી ત્યાં પીળી ટોપીવાળો વોર્ડર મોતી પાછો કંઈક આપવા માટે મહારાજ પાસે આવ્યો.

ત્યારે મહારાજે મોતીને પૂછ્યું: "મોતીભાઈ, તમારે અહીંની સજા હવે કેટલી બાકી રહી છે?"

"બત્રીશ વરસની, મહારાજ."

કોઈ પણ કેદીની સાથે તેના છૂટકારાની વાત કરતાં જ તેની બોલીચાલીમાં તરત અજબ ફેરફાર થઈ જાય છે. તેમ મોતી ખૂબ ઉત્સાહમાં આવી ગયો

"...ને ગાયકવાડની કેટલી બાકી છે?" મહારાજે બીજી વિગત માગી.

"ત્યાંની પણ ઘણાં વરસની બાકી છે જ સ્તો."

એમ કહીને મોતી કંઈક નિરાશ થઈ ગયો એના ચહેરા પરની રેખાઓમા વાંચી શકાયું કે હવે તો

જિંદગી પૂરી થવા આવી. પછી વરસોની સજાનો શો હિસાબ ગણવા બેસીએ.

"પણ મોતી તમારી અહીંની સજા માફ થઈ જાય તો ?"

મહારાજની પાસે બેઠેલા એક જુવાને મોતીને ઉત્સાહમાં લાવવા પૂછ્યું.

ને સાથે મોતીના મોઢા પર સ્મિત ફરકવા માંડ્યું.

"તો તો પછી વડોદરાની સજા જ બાકી રહે ને એ તો આમ પૂરી કરી નાંખું." કહેતાં કહેતાં મોતીએ હાથની ચપટી વગાડી.

મહારાજ તેની સામે જોઈને ગંભીર હાસ્ય કરી રહ્યા.

મોતી ત્યાંથી પાછો પોતાના કામે ચાલી ગયો. મહારાજે તેનાં કાગળિયાં તૈયાર કરાવ્યાં. મુંબઈ સરકાર પાસે તેના જીવનની સાચી હકીકત રજૂ થઈ ને છેવટે સરકારમાંથી એક વહેલી સવારે જેલના અધિકારીઓ ઉપર હુકમ આવ્યો :

"મોતીની બત્રીશ વરસની સજા માફ કરવામાં આવે છે ને ગાયકવાડની સજા ભોગવવા તેને વડોદરા મોકલી આપવો."

મહારાજ રાજી થયા અમે બધા મોતીને વળાવવા દરવાજા સુધી ગયા. ત્યારે મહારાજે મોતીને ભલામણ કરી :

"મોતી, ત્યાં જઈને શાંતિથી રહેજો. પછી હું છૂટું એટલો જ વખત તમારે વડોદરાની જેલમાં રહેવાનું થશે."

મોતીની આંખમાં આંસુ ભરાયાં. એક બહારવટિયાના હૃદયમાં મહારાજના શબ્દોએ ભારે અસર કરી. તેણે ધીમા અવાજે પૂછ્યું :

"મહારાજ, વડોદરામાંથી યે છોડાવશો ?"

...ને ખરેખર મહારાજ સાબરમતી જેલમાંથી છૂટ્યા કે તરત શ્રી. માવલંકરદાદાની સલાહ લઈને વડોદરા ગયા. ત્યાંના અધિકારીઓને મળ્યા. છેક દીવાનની સત્તાનો ઉપયોગ કરાવ્યો ને મોતીની ઘણાં વરસની સજા માફ કરાવી. મોતીને જેલમુક્ત કરાવ્યો.

એક વખતનો બહારવટિયો મોતી આજે એક સજ્જન બનીને જીવન વ્યતીત કરી રહેલો છે.



## 'પાક ઔર મર્દ આદમી'

"અરે ભાઈ, ઐસે પાક આદમીકો તું અકેલે કયોં ઘૂમા રહે હો?"

એક પડછંદ કાયાવાળા સિપાહીની પાસેથી મહારાજ સાથે અમે ત્રણેક જણા ચાલ્યા જતા હતા ત્યારે '૪૬ના રમખાણું વખતે અમદાવાદના એક માર્ગ પર તેણે અમને રોકયા

મહારાજ જરા આગળ જઈને એક બળી ગયેલું મકાન જોતા હતા ત્યારે એક જુવાન પાછળ રહી ગયો તેણે પેલા પોલીસને પૂછયું :

"આપ ઇનકો પિછાનતે હૈ ?"

"હાં, જરૂર–ક્યોં નહિ?" એમ કહીને હાથમાં પકડેલી બંદૂકને ઠીક કરી ને સિપાહી હસી રહ્યો.

"કૈસે પહચાન હુઈ?"

"યે રવિશંકર મહારાજ જબ સાબરમતી જેલમેં થે તબ સિવિલમેં આયે થે. ઔર મેરા પહેરા થા. વહાં મેરી ઉનસે બહોત પહચાન હુઈ." કંઈક ગર્વ લેતો હોય તેમ સિપાહી બોલતો હતો.

"તો ફિર ઉન્હે યહાં ઘૂમતે દેખ કર ક્યોં ઐસા કહ રહે હો?"

"મૈં જાનતા હું કિ મહારાજ એક પાક ઔર મર્દ આદમી હૈ. મૈંને બહોત કોંગ્રેસવાલે દેખેં હૈં, લેકિન મહારાજ તો બસ મહારાજ હી હૈં. કોઈ અજબ મીટ્ટીકા બના હુવા આદમી હૈ. હમારી બંદૂક જહાં કામ નહિ દેતી, વહાં યે પાક આદમી કી જબાન હી કામ કર લેતી હૈ...."

સિપાહી વાત કરતો હતો. ત્યાં તેના કોઈ અધિકારીની મોટર સામેથી આવીને પસાર થઈ ગઈ. તે દરમ્યાન તે 'હોંશિયાર' થઈને ઊભો રહ્યો. પછી પાછો બોલ્યો :

"ઈસીલિયે મૈં કહતા હું કિ ઈસ દંગલમેં મહારાજ કો યું અકેલે પૈદલ ઘુમાના મુનાસિબ નહિ

હૈ યે કોઈ હિંદુ-મુસલમાન કા ઝઘડા નહિ હૈ વો આપ કયા નહિ સમજતે ? ”

સિપાહીના ચહેરા પર સ્મિત છવાઇ રહ્યું. તેણે પોતાની બંદૂક પરની સંગીનને ઠીક કરીને પાછો બોલ્યો :

“ દેખો, મહારાજકો કભી શહેરમેં કહીંભી અકેલે મત ઘૂમને દો, સમજતે હો ? ”

સિપાહીની વાત સાંભળ્યા પછી જુવાન પાછો સુનકાર મહોલ્લામાં ફરી રહેલા મહારાજ સાથે જોડાયો

તે પછી મહારાજ જ્યારે શહેરમાં કોઇ પણ સ્થળે જાય ત્યારે તેમની સાથે પેલો જુવાન હોય જ.

એક વાર મહારાજને ઓચિંતો જ વિચાર આવતાં તેમણે જુવાનને પૂછયું :

“ અલ્યા, ગાડિયા, તું બધે જ મારી સાથે ને સાથે જ આવવાનો આગ્રહ કેમ રાખે છે ? ”

ઉત્તરમાં જુવાન હસી પડ્યો. ને બધી વાત કરી. ત્યારે મહારાજે કહ્યું :

“ મારી રક્ષા તો ભગવાન કરી જ રહ્યો છે પછી કોઈએ ચિંતા શીદ કરવી ? ”

૨૪

## નવું લોહી કે જૂનું ?

અમદાવાદમાં કોંગ્રેસ હાઉસના મધ્યખંડમાં એક બાજુએ પડેલા બાંકડા ઉપર પૂ. રવિશંકર મહારાજ બેઠા હતા. એક પછી એક આવનાર તેમને જોતાં જ નમન કરીને તેમની પાસે પહોંચતા હતા. જે કોઈ આવે તેને હસીને મહારાજ પૂછતા હતા: 'કેમ આવી પહોંચ્યા ?'

એટલામાં એક ભાઈ આવ્યા ને આશ્ચર્ય વ્યક્ત કરતા બોલી ઊઠ્યા :

"મહારાજ તમે અહીં ક્યાંથી ?"

"સાચી વાત છે, ઓચિંતો જ આવ્યો છું, ને તે પણ રેલગાડીના ગાર્ડના ઉપકારથી."

"કેમ એમ ?" ભાઇ વચમાં બોલ્યા.

"અહીં આવવા નીકળ્યો, પણ આણંદ સ્ટેશને ગાડીમાં બેસવાની જરાયે જગા ન મળે. આખી ગાડીને ફરીને ત્રણ વાર જોઇ ગયો ને બારીમાંથી ઘૂસવાનીયે જગા ન મળી...."

"પછી ?"

"પછી તો મને ગાર્ડે ઓળખી કાઢયો, ને તેણે મને કહ્યું: 'મહારાજ, તમને મૂકીને કાંઈ આરાથી જવાય ?' એમ કહીને મને બેસવાની જગા કરી દીધી, ને પછી ગાડી ઉપાડી."

"એ ગાડી ચૂક્યા હોત તો ભારે મુશ્કેલી થાત ખરું ને ?"

"હા, થોડી મુશ્કેલી તો થાત. પણ હવે તો મેં નક્કી કર્યું છે કે સ્વરાજ આવે ત્યારે સરદારને કહેવાનો છું કે મારે માટે માત્ર એટલી જોગવાઇ કરી આપે કે હું ગમે ત્યારે ગમે તે ગાડીએ બેસવા જાઉં તો ત્રીજા વર્ગમાં વગર ટિકિટે લઇ જાય તેવો એક પાસ કઢાવી આપે. પછી મારે બીજી કાંઈ વ્યવસ્થા નહિ જોઈએ. આપણે હવે લોકોની વચમાં ફરીને, તેમની સાથે રહીને, તેમને દેશના નાનામોટા પ્રશ્નો સમજાવીને કામ કરતા કરી દેવાની ખૂબ જરૂર છે."

મહારાજ પોતાની લાક્ષણિક ઢબે વાત કર્યે જતા હતા. ત્યાં એક ભાઈએ આવીને તેમને નમસ્કાર કર્યા, એટલે સ્મિત સહિત મહારાજે તેમને પૂછ્યું.

"કેમ, નવું લોહી કે જૂનું ?"

અમે બધા ખડખડાટ હસી પડયા ને આવનારે ઉત્તર દીધો: "નવું, પણ આપની પાસે તો જૂનું."

"કેમ એમ ?" મહારાજે રમૂજમાં કહેવા માંડયું, "જુઓને મારો વિષ્નુ છે, તેને હું કહું છું કે 'અલ્યા કેમ મારી સલાહ પૂછીને કામ નથી કરતો ?' તો એ મને કહે છે કે "તમારું લોહી તો જૂનું થીજી ગયેલું છે!" આટલું સાંભળતાં સહુ હસી પડયા.

એટલામાં વળી એક વધુ ઉમેદવારી કરનાર જુવાન આવી પહોંચ્યાં. તેને પણ ટકોર કરતાં મહારાજે પૂછ્યું:

"નવું કે જૂનું લોહી ?"

"મહારાજ છું તો નવા લોહીવાળો પણ ગણાયો છું જૂનામાં."

મહારાજને કોઈકે વચ્ચે જ પ્રશ્ન પૂછયો: "આપને આ નવાજૂના લોહીની બાબતમાં શું લાગે છે?"

"જુઓ, તમને એક જૂની વાત કહું, એક જવાનને જ્ઞાન મેળવવાની ઇચ્છા થઇ. એણે એક ગુરુ શોધ્યા. ગુરુ

કહે: 'જા, આ ઘડામાં પાણી ભરી લાવ.' શિષ્ય પાણી ભરી લાવ્યો. ગુરુ કહે, 'ગાળ્યા વગર કેમ પાણી લાવ્યો? ઢોળી દે. ફરી લાવ.' પછી પાછો પાણી લાવ્યો ત્યારે કહ્યું, 'ઢાંક્યા વગર કેમ લાવ્યો. ઢોળી નાખ. જા ફરી લઈ આવ.' એમ પાંચ છ વખત શિષ્યની સામે પણ જોયા વિના તોછડાઈથી તેની પાસે પાણી ભરાવ્યું. સાતમી વખત તે નદીએ પાણી ભરવા ગયો, ત્યારે હારી ગયો ને ઘડો પાણીમાં મૂકીને ચાલવા માંડ્યું.

શિષ્યને ચાલી જતો જોઈને ઘડાએ બૂમ પાડીને કહ્યું: "કેમ રે ભાઈ, કેમ થાકી ગયો કે શું? ઉત્તરમાં શિષ્ય ઊભો રહ્યો, ને ઘડાની વાત સાંભળવા લાગ્યો:

"જો, મને કુંભારે કોદાળી મારી મારીને જમીનમાંથી કાઢી. પછી મારી ઉપર ધોકા મારીને મને ઝીણી કરી, પછી પાણીથી પલાળીને ખૂબ ખૂંદી, પછી પીંડો કરીને ચાક ઉપર ચકર ચકર ફેરવી, પછી વળી મને ટીપી ટીપીને ગોળ બનાવી, પછી બળબળતા અગ્નિમાં તપાવી તે પછી યે હજુ જાણે પૂરી કસોટીમાંથી પાર ન થઈ હોઉં તેમ છેવટે મારી ઉપર ટકોરા મારવામાં આવ્યા. ને હું એ બધી જ પરીક્ષામાં પસાર થઈ, ત્યારે આજે રાજાની રાણીના માથા ઉપર હું બેસવાને લાયક થઇ છું...."

મહારાજ જાણે નાના બાળકો ને ગામડાંના અભણ માણસો પાસે વાત કરતા હોય તેવી રીતે બોલ્યે જતા હતા ને આસપાસમાં ઊભેલા કોલેજનું ભણતર ભણેલા વિદ્યાર્થીઓ એકીટશે મહારાજની હેતભરી અમીદૃષ્ટિ ઝીલી રહેલા હતા, ત્યારે મહારાજે છેવટે કહ્યું :

"માટે પેલા ઘડાની પેઠે જેઓ ઠીક ઠીક આકરી કસોટીમાંથી પસાર થઈને અનુભવ મેળવીને દેશનું કામ હાથ ધરવા નીકળશે તેઓ નવા હોય કે જૂના હોય તો પણ કાંઈ હરકત નથી. જે મહત્ત્વની વાત છે એ તો એટલી જ છે કે આપણામાં દેશને માટે બધું ત્યાગ કરીને સેવા કરવાની તીવ્ર ધગશ હોવી જોઈશે. પરસ્પરની સાથે હરીફાઈ કે સ્પર્ધામાં ઊતરવાની સ્થિતિમાં હજુ આપણો મુલક નથી મુકાયો આપણે સીમમાં નથી ખેતર ને ગામમાં નથી રહેવાને ઘર, પછી કઈ મિલકતના વહીવટ માટે આપણે હરીફાઈ કરવી છે? હા, સેવા કરીને લોકોને કેળવણી આપવાની બાબતમાં જરૂર હરીફાઈ કરીએ. પણ એ હરીફાઈ તમે અહીં કરો છો એવી નથી હોતી......"



## કળા એટલે શું ?

રેલગાડી '૪૬માં' અમે કચ્છ જવા નીકળ્યા ત્યારે એક સ્ટેશને ઊભી રહી. સામેની કોઈ હોટેલમાંથી રેડિયો જોરથી બરાડા પાડીને ગાયન ગાઈ રહેલો હતો. ત્યારે નજીક બેઠેલા એક જુવાને મહારાજને પૂછ્યું:

"આ સંગીત વગેરે કળાઓ વિષે તમારો શું અનુભવ છે ?"

પેલા રેડિયો પ્રત્યે ધ્યાન દોરીને મહારાજે હસીને કહ્યું :

"આને તો સંગીત કહેવું કે નહિ એની મને ખબર નથી. સંગીતની આપણા જીવન ઉપર અસર થાય છે પરંતુ તે કેવા વાતાવરણમાં તે કયા હેતુથી

સાંભળવામાં કે ગાવામાં આવે છે તેની ઉપર આધાર રહે છે. ગામડાંમાં અમારે ત્યાં ભવાયા હોય છે. તેઓ ભવાઈ કરે છે. આજે તો એનું સ્વરૂપ ઘણું વિકૃત થઇ ગયેલું છે. પરંતુ તેની મૂળ કલ્પનાને રૂપ જુદું જ હતું. એને 'ભવવહી' કહી છે. ભવવહી એટલે આપણા આ ભવની વહી. માણસ એ વહી જુવે ને પોતાની જાતને ઓળખતાં શીખે. એવો ભવવહી–ભવાઇનો મૂળ અર્થ છે. આ સંસારમાં આપણું મૂળ સ્વરૂપ તો એક જ છે. પણ સહુ જુદા જુદા પાઠ ભજવીએ છીએ એવું જ્ઞાન કરાવીને માણસને ધર્મને માર્ગે વાળવાના ઉદ્દેશથી ભવવહીની યોજના થઇ હશે. તેથી તેમાં સંગીત, નૃત્ય, ચિત્ર વગેરે કળાઓનો સમાવેશ કરવામાં આવ્યો."

આટલી વાત થયા પછી ગાડીની સિસોટી વાગી ને ગાડી ઊપડી. સ્ટેશન છોડીને ગાડી વગડાની વચ્ચેથી પસાર થતી હતી ત્યારે મહારાજે દૂર દષ્ટિ ફેંકીને કહ્યું:

"આપણા જીવનમાં કળાની અસર ઘણી ઊંડી છે. પરંતુ એક વસ્તુ મને નથી રુચતી. કળા કદી વેચી ન શકાય એવી આપણી પ્રાચીન ભાવના છે, જ્યારે આજે કળાનું વેચાણ થાય છે. કળાને વેચીએ તો પછી એ સાચી કળા નથી રહેતી. કારણ કે જેની જીવન

ઉપર ઉદાત્ત અસર પડે તે કાંઈ ખરીદ કરવાની વસ્તુ ન હોય. એટલે કળા વેચાય નહિ પણ વહેંચાય. બીજાને આપી દેવાની એ વસ્તુ છે. કળામાં જીવનનું પરિવર્તન કરવાનું બળ રહેલું છે. એવું બળ વેચાય શી રીતે? ને વેચાય તો પછી તે કળા મરી જ જાય ને?"

રેલગાડીના ખડખડાટની વચમાં પણ મહારાજની અસ્ખલિત વાક્‌ધારા ચાલી રહેલી હતીઃ

"આજે આપણા જીવનમાં ભારે પલટો થઈ ગયો છે. બધી જ વસ્તુને નાણાંથી મૂલવવામાં આવે છે. એટલે નાણાંથી આજે જીવનને પણ માપવામાં આવે છે. જીવનમાં મહત્ત્વનું બળ પૂરનારી એવી કળાને પણ એ જ રીતે મૂલવવામાં આવે તો તેમાં શી નવાઈ? પણ એ સાચો રસ્તો નથી. આપણે એ માર્ગે જતા અટકવું જોઈશે. આપણા જીવનમાં ભવવહી દ્વારા સૂચવવામાં આવેલી વસ્તુને યાદ રાખીએ એ જરૂરી છે ને તેથી કળાને તેના શુદ્ધ સ્વરૂપમાં જોતાં ને સ્વીકારતાં શીખવું જોઈએ."



૨૬

## સેવકની નિઃસ્પૃહા

"અને જેને સેવા જ કરવી છે તેને બીજી સ્પૃહા શેની હોય?"

મહારાજ મારગમાં ચાલ્યા જાય છે. ખભે નાની થેલી થેલીમાં એક પહેરણ–ધોતિયું ને લોટો. ખભા ઉપર એક કામળી છે. સાથે ચાલનારાઓને કહેતા જાય છે :

"જુઓ, એક કથા છે. એક ઋષિ હતા. તે ગામડાંમાં શાળા ચલાવે. ઋષિપત્ની ઘર સંભાળે. રાજાને ખબર પડી કે મારા એક ગામડામાં કોઈ મહાન ઋષિ લોકોનાં બાળકોને શિક્ષણ આપે છે. રાજા તો ઋષિ પાસે ગયો. ને નમસ્કાર કરીને પૂછ્યું: 'તમે અહીં શાળા ચલાવો છો તો મારી પાસેથી કંઈ સહાય લેશો?'

ઋષિએ ના પાડી ને વિનયથી જણાવ્યું કે પોતાને કોઈ જ વસ્તુની જરૂર ન હતી. રાજા તો નિરાશ થયો. પછી રાજા ઋષિપત્નીની પાસે ગયો. તેમને પણ એમ જ પૂછ્યું. ત્યારે ઋષિપત્નીએ પણ ના પાડી. રાજા તો વિચારમાં પડી ગયો કે મારી સત્તા, મારું ધન આમને કાંઈ જ કામનું નથી? રાજા પૂછવા લાગ્યો, 'તમે ખાઓ છો શું? ઋષિ શું કરે છે?' ઋષિપત્ની કહે, 'ઋષિને તો ઘણી વાર આ આંબલીનાં પાન બાફીને આપું છું તો એ ખાઇને દિવસો કાઢે છે. તેઓનું બધું લક્ષ લોકો અને બાળકોને કેળવણી આપવામાં જ રહે છે.' રાજા ત્યાંથી નિરાશ થઈને પાછો ફર્યો. આ તો એક આદર્શ વાત થઇ. આપણે એ આદર્શને પહોંચી શકીએ કે કેમ એ તો જુદી વાત છે. પરંતુ આપણામાં એવી નિઃસ્પૃહા કેળવાય એ આવશ્યક છે. ધનવાનોના ધનની જો સેવકને લેશ પણ ઇચ્છા ન રહે તો ધનવાન પણ મુંઝવણમાં પડી જશે. તેઓના દિલમાં પણ એમ તો હોય છે કે અમારું ધન કોઈ સારા કામમાં વપરાય તો સારું. જો તેમાંનું ધન સેવકો સ્વીકારવાની ના પાડે તો ધનિકોને પણ પેલા રાજાની માફક અસંતોષ ને નિરાશા થવાની છે. કારણ કે માણસ માત્રમાં સારા થવા માટેની, ઉપયોગી થવાની ઊંડી ઇચ્છા રહેલી જ હોય છે."

મહારાજના જીવનમાં ભરેલી નિઃસ્પૃહાનો પડઘો તેમના કથનમાં પડી રહેલો હતો. કારણ કે મહારાજ પોતે વર્ષોથી બે જોડી કપડાં, દોરી, લોટો ને કામળીથી જ ચલાવે છે.

એક પ્રસંગે એવું બનેલું કે મહારાજ કોઇક ધનિકને ત્યાં ગયા. ત્યારે તેમને લાગ્યું કે મહારાજ પાસે બિસ્તરો નથી, ગરમ બંડી નથી. એટલે એમણે રાતોરાત એ બન્ને વસ્તુઓ ખાદીની તૈયાર કરાવી મંગાવી. ને મહારાજ બીજી સવારે ત્યાંથી નીકળ્યા ત્યારે એ નાનો બિસ્તર ને ગરમ બંડી તેમને આપી. મહારાજના જીવનમાં એક અજબ વિશેષતા એ રહેલી છે કે તેઓ દુરાગ્રહી નથી બનતા. તેમણે બિસ્તર ને બંડીની જરૂર નથી એમ કહ્યું: પણ આગ્રહને વશ થઇ એ બન્ને સાથે લીધાં. પરંતુ એ બિસ્તરો થોડા જ દિવસમાં પાછો ક્યાંક અદૃશ્ય થઈ ગયો ને બંડી ખૂબ ઠંડી હોય ત્યારે જ પહેરવાને માટે રાખી લીધી.

પણ, મહારાજને ફરવાનું તો ઘણું થાય છે એ બધું ખરચ શી રીતે કરતા હશે ?

એક પોતાના ધંધા સાથે સેવા કરનાર અજાણ્યા નવજવાન કાર્યકર્તા તેઓનું ખર્ચ ઉપાડે છે. ને મહારાજ પ્રેમપૂર્વક તેમની પાસેથી લે છે. એ જાણીને કોઇને પણ ખરેખર આશ્ચર્ય થશે.

૨૭

## મુંબઈનાં બાળકો સાથે

કચ્છના પ્રવાસમાં એક જણે મહારાજને કહ્યું :

"મહારાજ, લાવોને તમારી થેલી, થોડો વખત તો મને ઉપાડવા દો."

"ના, ના, એમાં ઉપાડવા જેવું છે શું ?"

મહારાજ પોતાનું કંઈ જ કામ બીજાને ન કરવા દે તે થેલી શેના ઉપડાવે ? મહારાજ મોટી ફલંગો ભરતા ભરતા ગારાના ચીલાની બાજુ પર પડેલી કેડી ઉપર ચાલ્યા જાય છે.

એક ખભા પર કામળી ને બીજે ખભે થેલી...

"મહારાજ, અમને કોઈ વાર તમારાં ગુજરાતના ગામડાં તમે બતાવશો ?"

કચ્છના એક યુવાને પ્રશ્ન પૂછયો. મહારાજે મલકતા મોઢે કહ્યું :

"હા, જરૂર તમે આવજો. મને એક વાત યાદ આવે છે. એક વાર મુંબઈની એક નિશાળના શિક્ષકે મારી પાસે આવી જ માગણી કરી. મેં તેમને નિમંત્રણ આપ્યું. શિક્ષકો ને વિદ્યાર્થીઓ અમે એક ગામડામાં ગયા."

એક બારૈયાના ઘરનું વર્ણન કરતાં મહારાજે કહ્યું:

"એ ઘરમાં બધાંય તો શેના સમાય પણ થોડા અંદર આવ્યા થોડા બહાર ઊભા ને વારાફરતી બધા અંદર જઈને ઝૂંપડી જેવું ઘર જોઈ આવ્યા. પછી એક વિદ્યાર્થિનીએ મને પૂછયું, 'મહારાજ એમનો બેડ રૂમ ક્યાં? મેં કહ્યું, 'એ તમે જોયો એ જ ઓરડો. પછી પૂછે, 'એનો ડાઈનીંગ રૂમ ને ડ્રોઈંગ રૂમ ક્યાં હશે? મેં કહ્યું, 'જે ગણો તે બધું જ એ એક જ ઓરડામાં એ કરે છે. તેના ફરનીચરમાં પણ પાણીનો ગોળો અનાજની હાંલ્લીઓ ને બીજાં બે ચાર ઠીબરાં' મુંબઇના વિદ્યાર્થીઓને તો ભારે નવાઈ લાગી.

હું તેમને જે કંઇ કહેતો હતો એ બધી વાત પોતાની નોટમાં ટપકાવી લેતા હતા. મેં તેમને કહ્યું, 'તમે બધા એક જ વસ્તુ વિચારજો કે તમે આ ગામડાંના માણસને કંઈ પણ ખપના છો ખરા? તમે ગામ-

કાંના માણસને કાંઈ ઉપયોગમાં આવો તેમ છો કે?' એ બધા લખતા જ રહ્યા. ત્યારે મેં તેમને કહ્યું: 'તમે મારી સામે જુવો ને હું જે કહું છું તે સમજો' તો એ પણ તેમણે લખવા માંડયું!"

એમ કહીને મહારાજ હસી પડયા. સાથે ચાલનારા પણ બધા હસવા માંડયા.

"શહેરના શિક્ષણમાં જીવનની સાથેનો જીવન્ત સંબંધ નથી રહ્યો તેની આ નિશાની છે. મુંબઈનાં બાળકો ખૂબ વહાલસોયાં, મોજીલાં, ને પ્રેમી હતાં પણ તેમને ખબર ન હતી કે તેમને માટે જે ધાન પકવે છે તે ગામડિયાની સ્થિતિ અતિશય કંગાળ ને બેહાલ છે."



૨૮

# માતા અને શિક્ષક

"બાળશિક્ષણનો પ્રશ્ન પણ ખૂબ અગત્યનો છે."

મહારાજ એક બાળમંદિર જોઈને બહાર નીકળ્યા પછી તેના સંચાલક સાથે વાત કરવા માંડ્યા. સંચાલક તેમની સાથે ચાલતા હતા, તેમને કહ્યું:

"આપણાં બાળમંદિરોમાં બાળકો જાય ત્યાર પછી માતા એમ માને છે કે તેનું કામ–જવાબદારી એટલા સમય માટે પૂરી થઈ.

પણ એ બરોબર નથી. માતાએ બાળકના શિક્ષકની પાસે જવું જોઈએ. તેની સાથે પોતાના બાળકના ભાવિનું ઘડતર કેવી દૃષ્ટિથી પોતે કરવા ઇચ્છે છે તે વિષે વિચારની આપલે કરવી જોઈએ. માતાએ બાળકના

અભ્યાસકાળ દરમ્યાન તેના ઘડતરમાં ખૂબ વિચારપૂર્વક રસ લેવો જોઈએ. આજે સ્થિતિ જૂદી જોવામાં આવે છે. બાળક શાળામાં કે બાળમંદિરમાં જાય એટલે પછી માતાને તેના શિક્ષણ વિષે કાંઈ વિચાર કરવાનો રહેતો જ નથી."

"મહારાજ તમે કહો છો એ ખરું છે. માતાપિતા બાળકની કેળવણીમાં રસ જ નથી લેતાં એવો અનુભવ થાય છે." બાળમંદિરના સંચાલક વચમાં બોલી ઊઠયા.

"પણ એમને રસ લેતાં કરવાં એ આપણું શિક્ષકોનું કામ છે. આજે તો શિક્ષકો પણ બાળકોના જીવનમાં ઓતપ્રોત નથી થઈ શકતા એવું જોવામાં આવે છે. જો બાળકના જીવનમાં શિક્ષક રસ લે તો પછી એ બાળકની માતા પાસે પણ જાય ને પોતે જે પ્રકારનું ઘડતર કરી રહેલો હોય તેમાં માતાનો સહકાર માગે. ઘર અને શાળા બન્ને સ્થાન બાળકના ઘડતર માટે પરસ્પરનાં પૂરક બનવાં જોઈએ. જો આમ ન થાય તો બાળકના મન ઉપર કાયમની ખેંચ રહેવાની. કારણ કે શાળામાં તેની પ્રત્યે એક પ્રકારનું વર્તન રખાય અને ઘરમાં બીજા પ્રકારનું વર્તન અનુભવે, તો પરિણામે બાળકનો વિકાસ રૂંધાય છે. આજે તો સ્થિતિ એવી પણ થયેલી લાગે છે કે બાળકના જ્ઞાનની ભૂખ ઘરમાં

માતા નથી સંતોષતી કે શાળામાં નથી શિક્ષક સંતોષી શકતો. એટલે વિકાસ પામી રહેલું બાળક જ્યારે માતા કે શિક્ષક પાસે જાય છે ત્યારે એ બન્ને એનાથી કંટાળીને તેને ધમકાવે છે, મારે છે. આમાં માતા અને શિક્ષકની અજ્ઞાનતા રહેલી છે. બાળકને આપણે એક સંપૂર્ણ નાગરિક બનાવવાની ઇચ્છા છે. તેથી તેને નાનપણથી જ એ દૃષ્ટિથી કેળવવાની કાળજી રખાવી જોઈએ."



## સેવા કરવાની શક્તિ કેળવો

મહારાજ એક જવાનની અડાથી સપાટાબંધ ચાલ્યા જાય છે. સાથે પંદરેક જણનું ટોળું ચાલે છે. ત્યાં કચ્છના વિશાળ પટ ઉપર દષ્ટિ ફેંકીને મહારાજ ઘડિક ઊંચુ જુવે છે ને વળી આગળ ધપે છે. એવે વખતે સાથે ચાલનાર' એક જવાને પૂછ્યું:

"મહારાજ, સ્વરાજ તો આવી રહ્યું છે એ વખતે અમારે કાર્યકરોએ શું કરવું જાઈએ? કેવી તૈયારી કરવી જોઇએ?"

થોડા વખત કાંટા-ઝાંખરાંને કૂદી કૂદીને ચાલ્યા પછી મહારાજ બોલ્યા:

"સાચે જ આપણી અત્યારની સ્થિતિ જોઈને મને

એક વાત યાદ આવે છે. અમારા ઠાકોરભાઇઓ અને પાટીદારભાઇઓ ખેતી કરે છે. પણ એ બન્નેની ખેતીમાં ફેર ઘણો હોય. આકાશમાં વાદળ ગર્જે ને ઝરમર ઝરમર વરસાદ વરસવા માંડે ત્યારે પટેલભાઈ મનમાં વિચાર કરે : ચાલો ચાલો ઝટ કરો, ખેતર તૈયારં જ છે. ઓરણીની તૈયારી કરો વરાપ થાય કે તરત ખેતરે જવાનું છે. એમ કહેતો હરખમાં ને ઉત્સાહમાં આવી જાય. ”

મહારાજ અમારી સામે જોઈ હસીને કહે :

“ ...અને અમારા ઠાકોરભાયડા શું કહે ખબર છે ? ‘અરે આ તો વરસાદ પહેલો આવ્યો. હજૂ તો ખેતર પણ ખેડયું નથી. કાંઈ તૈયારી નથી કરી, ને વરસાદ તો આવી પડ્યો. અરે, હવે શું કરીશું ? ઠીક ત્યારે ચાલો તૈયારી કરીએ.’ આપણી સ્થિતિ આ અમારા ઠાકોરભાઈઓ જેવી જ છે. વરસાદ આવી ગયો ત્યાં સુધી હજુ આપણે ખેતર ખેડયું નથી ને ધાન વાવવાની તૈયારી પણ નથી કરી. આ સ્થિતિ દયાજનક કહેવાય ને ? જવાહરલાલ ને સરદાર વલ્લભભાઈએ સરકાર તો રચી છે પણ આપણે બધા તો એમના પર બોજા જેવા થઈ પડયા છીએ. સરકાર રચવાની વાત આવી ત્યારે ગાંધીજી પણ વિચારમાં પડી ગયા કે આપણી પાસે કાબેલ ને હોંશિયાર માણસો

કર્યાં છે. એટલે આજે આપણી ઉપર મોટી જવાબદારી પૂરી કરવા માટે આપણામાં શક્તિ પેદા કરવી જોઈએ. પ્રજાની સેવા કરવા માટે જે ચારિત્ર્યબળ જોઈએ તે એકત્રિત કરવા માટે ત્યાગમય જીવન જીવવું જોઈએ. તો જ પ્રજાની સેવામાંથી શક્તિ મળી શકશે. એક વાર એ ત્યાગની શક્તિ એકઠી કરીશું તો પછી દેશના કોઈ પણ કાર્યમાં તેને કામે લગાડી શકીશું. એન્જિનમાં શક્તિ ભર્યા પછી તેને જે ગામ લઈ જવું હોય, જે કામ સોંપવું હોય તે સોંપી શકાય. માટે બીજી બધી બાબતોને આજે આપણે ગૌણ ગણીને આપણી શક્તિના વિકાસને પ્રાધાન્ય આપવાની ખૂબ જરૂર છે.”



30

## ગામડાંનાં બાળકો

"જુઓ, પેલા પંખીઓનું નામ ફ્લેમિંગ છે. એ દરવર્ષે હજારોની સંખ્યામાં કચ્છમાં આવે છે ને ઈંડાં સેવે છે. પછી પાછા ક્યાંક ચાલ્યાં જાય છે."

એક કચ્છના સેવકે મહારાજને બગલા જેવાં દેખાતાં પક્ષીનો પરિચય આપવા માંડ્યો.

પૂ. રવિશંકર મહારાજની સાથે અમે સપાટાબંધ ચાલ્યા જતા હતા ત્યાં એ પક્ષીઓને નિહાળીને જોઇ લેવા ઘડીક ઊભા રહ્યા.

અમારા સંઘમાં ચાર બહેનો પણ હતી. તેમાંની એક બહેને મહારાજને કહ્યું:

૭

"અમારા કચ્છમાં દર વર્ષે અમુક અમુક ઋતુમાં ખાસ પ્રકારનાં સંખ્યાબંધ પંખીઓ આવે છે. થોડો વખત રહે છે ને પછી પાછાં ચાલ્યાં જાય છે.

"ત્યારે તો તમે ઘણા ભાગ્યશાળી લાગો છો ને શું, પરદેશથી માણસો તો આવે. પણ પંખીઓ પણ અહીં આવે છે. એ તો સરસ વાત કહેવાય."

મહારાજ હસીને વાતો કરતા જાય છે ને ચાલતા જાય છે. પંખીની વાતમાંથી કોઈકે ઓચિંતો જ પ્રશ્ન પૂછ્યો:

"મહારાજ, આપને નથી લાગતું કે આજે બાળકોના શિક્ષણમાં ફેરફાર થવો જોઈએ."

"હા, વાત ખરી છે. આજનાં શહેરનાં સારાં ગણાતાં ઘરનાં બાળકો આયાઓ પાસે ઊછરે છે તેને કેવા સંસ્કાર મળે? ને બીજી તરફ ગામડાંમાં બાળકો પ્રત્યે કોઈ લક્ષ જ નથી આપતું બાળકને જો વિચારપૂર્વક કેળવવામાં આવે તો તેનામાં શક્તિ ઘણી ભરેલી હોય છે. મને એક વાત યાદ આવે છે. અમારે સુનસરગામમાં એક તળાવ ખોદાતું હતું. ત્યારે તળાવની પાળ બાંધવા માટે મોટો, ઊંચો ટેકરો કર્યો હતો. નાનાં છોકરાંઓ એ ટેકરા પર ચડીને નીચે ગબડવાની રમત કરતાં હતાં ત્યારે મેં તેમને જઈને તેમાંના એકને કહ્યું,

'અલ્યા આમ ગબડે છે તે તારું પહેરણ ફાટી નહિ જાય ?' -છોકરાએ તરત પોતાનું પહેરણ કાઢી નાખ્યું ને મોટા ટેકરા પરથી ખુલ્લે શરીરે ગબડતું મૂક્યું ! હું તો જોઈ જ રહ્યો. કપડું ફાટે પણ શરીર ઓછું જ ફાટવાનું હતું. તેનું શરીર છોલાઈ જવાનો તેને જરાયે ડર ન હતો, ગામડાંનાં બાળકો શરીરે આવાં કઠણ હોય છે. વળી એ ગામમાં તો રિવાજ હતો કે જો ભોગજોગે બીજા ગામનું ઢોર સુનસરની સીમમાં આવ્યું તો ગામ આખાનાં છોકરાં એ ઢોરને પકડી લાવીને બાંધે ને દંડ લીધા પછી જ તેને પાછું સોંપે. જો ભૂલેચૂકે યે કોઈ વાંદરાં એ ગામની સીમમાં આવે તો બીજા ગામ સુધી તેને તગડી મૂકવા હોહા કરી મૂકે ને પાછળ જાય મને થયું કે આ બાળકોને ભણાવું. એટલે ગાયકવાડ સરકારમાં વાત કરી. સરકારી અમલદારોએ મને ખૂબ ઉત્સાહથી શાળા ઉઘાડવામાં સાથ દીધો. પણ એ બાળકોને સાચી કેળવણી તો આપણે તેની સાથે કેવી રીતે રહીએ છીએ તેમાંથી આપોઆપ મેળવે છે એમ મને લાગ્યું છે."



## કણુકર ને વણુકર

કચ્છમાં સદનવાડી એક રાષ્ટ્રીય સંસ્થા છે, તેમાં મહારાજને પ્રમુખસ્થાને કચ્છના વણુકરોની મોટી સભા મળી હતી. તેમની સમક્ષ વાતો કરતાં મહારાજે કહ્યું:

"તમે બધા સંગઠન અને સહકારથી કામ કરતાં શીખશો તો તમારા દુઃખનો ઉપાય તમારા હાથમાં જ છે. તમને આજે સૂતર નથી મળતું તેથી બેકારી ભોગવવી પડે છે. મારી ઉપર સિંધના એક વણુકરભાઈનો આજે પત્ર આવ્યો છે. તેમાં તેણે જણાવ્યું કે ઘણાં વણુકર કુટુંબો ધંધાને અભાવે સિંધમાં જઈને વસ્યાં છે; જો તેમને ધંધો અહીં મળે તો તેઓ પાછા આવવા રાજી છે. હું આ એક કમનસીબ ઘટના ગણું છું કે

કામધંધો ન મળવાથી તમારે તમારો મુલક છોડીને બીજે જવું પડે.

"આપણા સમાજમાં બે વ્યક્તિઓની પ્રતિષ્ઠા હોવી જોઈએઃ એક કણકર ને બીજો વણકર. કણકર આપણી ભૂખ ભાંગે છે ને વણકર આપણું અંગ ઢાંકે છે. તમે બધા વણકરો એકત્ર થઈને સૂતરની માગણી કરો તો જરૂર તમને મળશે. ધંધો ને પૈસો સંગઠનથી મળી શકે છે પણ સાથે એ યાદ રાખવું કે જીવનમાં એ જ મહત્ત્વની વાત નથી. એનાથી યે અગત્યની વાત તો તમારું જીવતર સુધારવાની છે. ઈશ્વરે માણસને બુદ્ધિ આપી છે: તેથી તે વિવેકથી પોતાના દોષો દૂર કરી શકે છે. તમારામાં જે જે દોષો હોય, વ્યસનો હોય તે દૂર કરજો ખાસ કરીને જો કોઈ તમારામાંથી હજુ મુડદાલ માંસનો ઉપયોગ કરતા હો તો તેનો ત્યાગ કરજો. આ ભલામણ તમને ખાસ કરું છું. કારણ કે હવે હિંદુ સમાજમાંથી આભડછેટનો નાશ વહેલો થઈ રહેલો છે, તેમાં તમારે પણ સાથ આપવાનો છે. હિંદુઓને જેમ આભડછેટ દૂર કરવા સમજાવીએ છીએ તેમ તમને પણ જીવતર સુધારવાનું કહીએ છીએ. તમે આજના સમયને ઓળખીને હવે ઝટ તમારા જીવનમાં સુધારા કરો એ જરૂરનું છે. અમારે ત્યાં તો આભડછેટ પાળે તેને ત્રણ મહિના સુધીની કેદની સજા ને પાંચસો રૂપિયા

સુધીનો દંડ થાય એવો કાયદો થયો છે. પણ કાયદાથી આપણે સુધરીએ એ તો જડ રીત કહેવાય. આપણે સહુ એકજ ઈશ્વરનાં બાળકો છીએ એમ સમજીને સહુએ સાથે મળીને ઊંચનીચના ભેદભાવ વગર રહેવું જોઈએ."

સભામાં સંખ્યાબંધ સવર્ણો આવેલા હતા તેમને મહારાજે કહ્યું:

"તમે સહુ એક વાત જરૂર યાદ રાખજો કે આજ સુધી ભલે આભડછેટ ટકી, પણ હવે પછી એ ટકનાર નથી. આભડછેટનો નાશ થઈ ચૂક્યો છે. તમે જેને અડતાં અભડાઈ જવાનું માનો છો એ વિષે જરા વિચાર તો કરો. જો ચમારો મરેલાં ઢોરનું ચામડું ન ઉતારે તો તમે જોડા ને પાણી કાઢવાના કોશ ક્યાંથી લાવશો? જો પેલા ભંગી ભાઈઓ તમારું મેલું નહિ ઉઠાવે તો તમે શું કરશો? એ મેલાં કામ છે, એને સ્વચ્છ રીતે કરવાનું હરિજનોને શીખવવું એ તમારું કામ છે. તમે તેને મંદિરમાં ન આવવા દો, ન એને કથા સાંભળવા દો ને પછી પાછા એમ કહો કે તેઓ ગંદા રહે છે! આ તે કેવી વિચિત્ર વાત ગણાય? જમાનાઓથી આભડછેટની રીત ચાલી આવે છે તેથી તેને એકદમ છોડી દેતાં તમને કદાચ આઘાત થશે.

પરંતુ જો કાયદો તમને આભડછેટ છોડવાની પાડશે ને તમે છોડશો તો તેથી સમાજને લાભ થવાનો. આપણે તો જે કંઈ કરવું છે તે સમજ કરવું છે. માટે તમને સહુને વિનતિ કરું છું કે આભડછેટને હવે કાઢી નાખજો.

"તમે હરિજનોનાં બાળકોને તમારાં બાળ સાથે જ ગામની શાળામાં ભણાવો એ જરૂ કચ્છમાં ખાનગી તેમ જ રાજ્યની સંખ્યાબંધ શા ને સંસ્થાઓ મેં જોઈ, પરંતુ તેમાં કયાંય હ બાળકો હજુ નથી ભણી શકતાં એ દુઃખની ગણાય. તમે એ દિશામાં વિચાર કરીને હરિજન બા ભણવાની છૂટ મળે તેવું કરજો."

મહારાજે કચ્છના દીવાનની મુલાકાત લીધી, તે પછી કચ્છ રાજ્યની બધી માધ્યમિક શાળા હરિજન બાળકોને ભણવાની છૂટ મળી.



## વર્ધાશિક્ષણપદ્ધતિ એટલે શું ?

"આપ વર્ધાશિક્ષણપદ્ધતિ વિષે અમને એ સમજાવો કે એ પદ્ધતિ દેશભરમાં ચાલુ થાય તેની પૂર્વતૈયારી રૂપે અમે શું કરી શકીએ?"

શ્રી. મહારાજને માંડવીમાં મળેલી છાત્રાલયના ગૃહપતિઓ, શિક્ષકો અને વિદ્યાર્થીઓની એક સભામાં પ્રશ્ન પુછાયો.

"જુઓ, એક વાત તો તમે હવે જાણતા જ હશો કે વર્ધાશિક્ષણયોજનાનો પ્રધાન હેતુ આપણા જીવનની દૃષ્ટિનું પરિવર્તન કરવાનો છે. આપણે શહેરો ને પરદેશ તરફ આપણું લક્ષ રાખીને બધો વ્યવહાર ચલાવીએ છીએ. હવે ગાંધીજી કહે છે કે દૃષ્ટિને ગામડાં

તરફ વાળો. આપણી જીવનદૃષ્ટિમાં ફેરફાર કરીએ તો જ સમગ્ર જીવનની કેળવણી નવી તાલીમની રીતે આપી શકીશું. જો આવું દૃષ્ટિપરિવર્તન ન કરીએ તો છીએ ત્યાંના ત્યાં જ રહેવાના છીએ. દૃષ્ટિપરિવર્તનનો અર્થ એવો થાય કે આપણા ભણતરમાં જે માત્ર ગોખણપટ્ટી ને પરીક્ષાએ મહત્ત્વનું સ્થાન લીધું છે તેને બદલે ભણતરને સમાજોપયોગી બનાવવું છે. આજ સુધી જે રીતે ભણ્યા તે તો કારકુની કરવા માટેનું શિક્ષણ હતું.

"પરંતુ હવે આપણે કોઈની યે કારકુની કરવાની નથી રહી, પરંતુ એક વિશાળ રાષ્ટ્રનું નવું ઘડતર કરવાનું છે એ માટે આપણે ગામડાંની ખૂબ નજીક જવું પડશે, ગામડાંમાં રહે છે તેઓની સાથે આત્મીયભાવ કેળવવો પડશે એવી આત્મીયતા કેળવવા માટેનું શિક્ષણ તે વર્ધાશિક્ષણપદ્ધતિ છે તમે આ વિષે વિચાર કરજો, તો તરત સમજાશે કે આપણા જીવનમાં બધું જ આપણા ગામડાઓને વિરોધી એવું જ છે. આપણી ભાષામાં આપણે પરદેશી બન્યા છીએ, આપણી રહેણીકરણીમાં પણ વિદેશી છીએ, આપણે વિચાર પણ પરદેશી ઢબે કરતા થઇ ગયા છીએ. અને પેલો ગામડાંનો ખેડૂત જે આપણે માટે કાળી મજૂરી કરીને ધાન પકવે છે એ તો જાણે કોઈ પરાયા

મુલકનો હોય એવી રીતે તેનાં ધૂળરંગેલાં કપડાં જોઈને તેની સાથે વર્તીએ છીએ. આપણી આ દષ્ટિમાં હવે ફેર કર્યે જ છૂટકો છે.

"વર્ધાશિક્ષણપદ્ધતિએ સાત વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો છે. તેથી ઘણા એમ માને છે કે એ સાત જ વર્ષમાં પૂરો થાય છે. પરંતુ એમ નથી. એનો આરંભ તો ગર્ભાધાનથી થઈને છેક અંત્યેષ્ટિ ક્રિયા સુધી એ ચાલુ રહે છે. આનો અર્થ એમ થાય કે આપણે સમગ્ર જીવનને હવે એવી રીતે ઘડવા ઇચ્છીએ છીએ કે જેથી આપણે આપણો પોતાનો કે આપણા કુટુંબનો જ માત્ર વિચાર ન કરીએ. પરંતુ પડોશીનો, ગામનો ને આખા દેશનો વિચાર કરીને એ સર્વને ઉપયોગી થવાય એવું આપણું જીવન ઘડવાનું છે. આજે તો આપણા ઘરમાંથી કચરો બહાર ગમે તેનાં બારણામાં ફેંકતા અચકાતાં નથી. તેનું કારણ એ છે કે આપણે પડોશીના ઘરની સ્વચ્છતાને આપણી નથી માની. આવું તો ડગલે ડગલે આપણા સમાજજીવનમાં જોવામાં આવે છે. આ બધા દોષો દૂર કરીને આચારની અને વિચારની એકતા સાધવાનું કામ આપણે નવી વર્ધા-શિક્ષણપદ્ધતિ દ્વારા સાધવાનું છે. એ પદ્ધતિ અહીંની શાળાઓમાં દાખલ થાય તે પહેલાં તમે શિક્ષકો, ગૃહ-પતિઓ ને વિદ્યાર્થી ઘણું કરી શકો તેમ છો. તમે

બધાંય તમારાં ભણતરના ક્રમમાં જેટલું જાતમહેનતનું કામ દાખલ કરી શકાય તેટલું કરો. કોઈ પણ ઉપયોગી ઉદ્યોગ દ્વારા સહકારથી એકબીજા પ્રત્યે સમભાવ રાખીને શિક્ષણ આપો અને હ્યો એને વર્ધાશિક્ષણયોજનાનું હાર્દ કહી શકાય. છાત્રાલયમાં રહેનાર કે ઘેર રહેનાર વિદ્યાર્થીઓ પોતાના છાત્રાલય કે ઘરના કામમાં જાતે ઉત્સાહથી કામ કરે એ આ તાલીમનો અગત્યનો ભાગ છે. કારણ કે આ તાલીમને આપણે માત્ર શાળામાં જ મર્યાદિત થનારી નથી કલ્પી. આ તાલીમનો વિસ્તાર આખા કુટુંબમાં તેમ જ સમાજમાં, જેના પરિચયમાં આપણે આવીએ એ સર્વ સુધી માન્યો છે.”



## મહેનત પ્રત્યેની સૂગ દૂર કરો

"મહારાજ, આજના શિક્ષિત વર્ગમાં તમને ખાસ કઈ બાબતની ઊણપ જણાય છે ?"

માંડવીના એક છાત્રાલયના વિદ્યાર્થીઓ સમક્ષ બેઠેલા મહારાજને એક વિદ્યાર્થીએ પ્રશ્ન પૂછયો.

"જુઓ, આપણે કોઈની યે ઊણપ જોવાની જરૂર ન હોવી જોઈએ. પરંતુ જે એક દોષ મને આજના ભણેલા વર્ગમાં નજરે પડે છે તે તમને કહું. અમે જેલમાં હતા ત્યારે 'મહેરઅલી મને ખૂબ સમજાવે કે તમે વાંચવામાં વધારે સમય આપો તો સારું. કારણ કે તમારે ગામડાંમાં લોકોને ઘણી વાતો સમજાવવાની હોય છે. મહેરઅલીને મારી ઉપર બહુ પ્રેમ તેથી મને આખો દિવસ કામ કરતો જોઈને આવી સલાહ આપ્યા જ કરે. પછી તો અમે જેલમાં એક મજાક

કરતા કે આપણે સૌએ 'કામજિત' એટલે કે કામ ન કરવું પડે એવા થવું જોઇએ!'

મહારાજની લાક્ષણિક શૈલીથી એકધ્યાન થઇને સાંભળી રહેલા વિદ્યાર્થી સમુદાયના ચહેરા પર આછું સ્મિત પ્રસરી રહ્યું ત્યાં મહારાજે આગળ ચલાવ્યું.

"અને વાત સાચી જ છે કે આજે ભણેલા વર્ગને કામ કરવાનું–મહેનત કરવી જરા યે ગમતી નથી. એટલું જ નહિ, વાત તો એટલી હદે પહોંચી છે કે જે પોટલું ઊંચકે તે હલકો ને જે ઊંચકાવે તે ઊંચો! જે કપડાં મેલાં કરે તે ઊંચો ને જે તેને ધોઈને સાફ કરે તે નીચો! પોળ ને શેરીઓ ગંદકીથી ભરી મૂકે તે બધાં ઊંચાં ને તેને સાફ કરી નાખે તે બધાં હલકાં! આ બધાં અનર્થનાં મૂળમાં આપણી કામ કરવાની ચોરી છે. આપણને હાથ સુંવાળા હોય તો તે સારા લાગે છે ને મહેનત મજૂરી કરનારના બરછટ, આંટણ પડેલા હાથ નથી ગમતા. મહેનત કરનાર પરસેવાથી રેબઝેબ થાય છે તે ગંદો લાગે છે ને ઊજળાં કપડાં સારાં લાગે છે. આ બધી વાત હું એટલા માટે કહું છું કે આપણે આજના ભણતરમાંથી આ બધું શીખ્યા છીએ. ભણતરે આપણા જીવનમાંથી જાતમહેનતનો છેદ ઉડાવી દીધો છે ને આપણને પાંગળાં બનાવી દીધાં છે. ને તે છતાં પાછા જે સારું

છે તેની પ્રત્યે ઘૃણા સેવીએ છીએ અને આપણી જાતને ઊંચી માનીએ છીએ."

"આ સ્થિતિનો ઉકેલ આપને શું સૂઝે છે?" વિદ્યાર્થીએ વચમાં પૂછયું.

"જુઓ, એનો ઉકેલ ગાંધીજીએ ક્યારનોય બતાવી દીધો છે. જેઓ ભણેલા છે તેમણે પોતાના ભણતરનું ગુમાન રાખવાનું છોડીને મહેનત કરવાની ટેવ પાડવી જોઈએ. જ્યાં સુધી મહેનત કરવાની ટેવ આપણે નહિ પાડીએ ત્યાં સુધી એકલું જ્ઞાન કંઈ જ કામનું નથી. કર્મ વગરનું જ્ઞાન સાવ પાંગળું જ રહેવાનું છે. જેમ જ્ઞાન વગર કર્મ લૂલું બને છે તેમ કર્મ વગરનું જ્ઞાન પણ પાંગળું બને છે. આપણાં ગામડાંઓ કર્મ કરે છે પણ તેમની પાસે જ્ઞાનમાર્ગનું શાસ્ત્ર નથી, જ્યારે તમે બધા કર્મનું શાસ્ત્ર ભણો છો પણ કાર્યમાં ઊતરતા નથી. તમે ગામડાંમાં જઈને આ બન્નેનો સમન્વય કરો તો આપણાં લગભગ મરી ગયેલાં ગામડાંમાં નવો પ્રાણ પુરાશે. પણ આમ કરતાં પહેલાં તમે જીવનમાંથી સુંવાળાપણું કાઢજો. મહેનત કરવામાં શરમ કે નીચાપણું નથી પણ એક પવિત્ર ફરજ છે એમ માનતા થજો. મહેનત પ્રત્યેની અને મહેનતુ વર્ગ પ્રત્યેની સૂગ કાઢી નાંખજો. તો જ જ્ઞાન અને કર્મનો સુયોગ તમે કરી શકશો."

38

## ગ્રામજીવનને પ્રતિષ્ઠા આપો

"આજે સ્થિતિ તો એટલી બધી વિચિત્ર થઈ ગઈ છે કે કોઈ ગામડાંના માણસને પૂછીએ કે "કેમ શું ધંધો કરો છો?" તો કટાણું મોઢું કરીને જવાબ દેશે 'આ....ખેતી કરીએ છીએ.' ગામડાંના બીજાઓ પણ એટલી જ ઉદાસીનતાથી જવાબ દે છે; 'લુહાર છીએ.' 'સુથાર છીએ.' જાણે કે ખેતી કરવી લુહારકામ કરવું, કે સુથારનો ધંધો કરવો એમાં હિણપત છે. તેઓ કંઈક અણસમજુ કામ કરતા હોય એવો તેમનામાંય ખ્યાલ બંધાઈ ગયો છે."

શ્રી. રવિશંકર મહારાજ માંડવીમાં વિદ્યાર્થીઓની

એક સભા સમક્ષ પ્રવચન આપી રહેલા હતા. તેમણે જણાવ્યું :

"ગામડાંના ધંધાઓ કરવા એ હલકું કામ છે એવી માન્યતા શહેરના ભણેલા રાખે છે ને તેનો સ્વીકાર ગામડાંના લોકો પણ કરે છે! આ ભારે દુઃખની વાત છે. કારણું કે ગામડાંના જ માણસને પોતાની મહેનતનું કામ હલકું લાગે એ કેટલી દયાજનક સ્થિતિ કહેવાય? એ જ ગામડાંના માણસને પૂછીએ કે તમારો દીકરો શું કરે છે? એના ઉત્તરમાં દીકરો જો શહેરમાં ભણુવા ગયો હોય તો ઉત્સાહથી જવાબ દે છે 'એ તો શહેરમાં અંગરેજી ભણે છે, હોવે ઇસ્કુલમાં જાય છે.' શહેરની શાળામાં અંગ્રેજી ભણવું ને પછી ક્યાંક કારકુની કે બીજી નોકરી કરવી એ ખેતી કે બીજી મજૂરીના ધંધા કરતાં આજે ચડિયાતું કામ ગણાય છે. ખેતી કરું છું એમ કહેવામાં ગામડાંના માણસને કંઇક અપ્રતિષ્ઠા લાગે છે, જ્યારે એ જ માણસ કારકુન છું એમ કહેવામાં પ્રતિષ્ઠા માને!"

મહારાજની અસ્ખલિત વાણી વિદ્યાર્થીઓ એકચિત્તે સાંભળી રહેલા હતા ત્યાં એક યુવાને વચમાં પ્રશ્ન પૂછ્યો :

"તો પછી હવે પાછી ગામડાંના માણસને પ્રતિષ્ઠા શી રીતે આપી શકાય ?"

"આપણે પોતે ગામડાંનાં જીવનની સાદાઈ આપણા જીવનમાં લાવીએ તો એ પ્રતિષ્ઠા સહેજે પાછી સ્થાપી શકાય. આજે તો સ્થિતિ એવી છે કે આપણી જરૂરિયાતો જેમ વધારીએ તેમ આપણે વધારે પ્રતિષ્ઠિત ને વધારે સંસ્કારી એવું માનવા લાગ્યા છીએ. પણ જરા વિચાર તો કરો. જેમ જેમ આપણે જરૂરિયાતોને નામે વસ્તુઓ વધારે વાપરતાં થઈએ છીએ તેમ તેમ આપણામાં વિલાસ વધે છે અને આપણે ઊલટા વધારે ગરીબ બનીએ છીએ. એ આપણી ગરીબીનું પ્રાબલ્ય છે, કારણ કે જેમ જેમ જરૂરિયાત વધારીએ છીએ તેમ તેમ આપણો અસંતોષ વધતો જ રહે છે બસો વાળાને અઢીસો જોઇએ છે ને બે હજાર વાળાને વળી અઢી હજાર જોઇએ છે. આમ સમાજમાં ગરીબીના પ્રાબલ્યની પરંપરા ઊભી થઈ ગયેલી છે. એ ગરીબી એ કારણે છે કે તેઓ જેમ જેમ જરૂરિયાતો વધારતા જાય છે તેમ તેમ તેમની પરાધીનતામાંથી જ આપણા જીવનમાં ભારે અવ્યવસ્થા ઊભી થઈ ગઇ છે ને તેના પરિણામે જ્યાં સાચી પ્રતિષ્ઠા છે એવા ગામડાંનાં જીવનમાં અપ્રતિષ્ઠા દેખાવા લાગી છે; ને જેમા અપ્રતિષ્ઠા છે તેવી કારકુની કે બીજી

નોકરીમાં પ્રતિષ્ઠા મનાવા લાગી છે. આ વિષમ પરિસ્થિતિનો ઉકેલ આપણે જાતે મહેનતુ વર્ગની સાથે ભળી જઇને તેમની માફક કામ કરતા થઇને લાવવાનો છે આપણે વિચારથી તો આ બધી વાતનું રહસ્ય સમજીને સ્વીકારી લઈએ છીએ પરંતુ આપણા આચારમાં હજુ એ નથી ઊતરતું ત્યાં સુધી માત્ર સમજણ કોઇ કામ નથી આવવાની. ગાંધીજી એ સમજણને આચરણમાં મૂકવાનું બળ આજે સહુને આપી રહેલા છે. તમે પણ એવું, મહેનત કરીને જીવવાનું બળ કેળવો તો તેથી આપણા દેશનું એટલું ધન વધશે. કારણ કે જાતમહેનત એ એક અમૂલ્ય મૂડી છે.



## ગામડાંના પ્રશ્નો સમજતા થાવ

"પણ અમારે ગામડાંનો સંપર્ક કેવી રીતે સાધવો?" શ્રી. રવિશંકર મહારાજને એક યુવાને સીધો પ્રશ્ન પૂછ્યો.

"જુઓ આપણે ગામડાંની જનતાનો સંપર્ક સાધવાની વાત ગાંધીજી પાસેથી સમજ્યા છીએ ખરા, પરંતુ કેટલીક વાર તો એ વાતને વિચારથી જ આપણે પાર પડી જતી માનીએ છીએ. હકીકતમાં એમ નથી. માત્ર ગામડાંમાં જઈને લોકોને મળો તેથી કામ પૂરું નથી થતું."

યુવાન, મહારાજની વાતમાં વચ્ચે જ બોલી ઊઠયો: 'ત્યારે અમારે શું શું કરવું જોઈએ?"

' તમે કરી પણ શું શકો તેમ છો? જુઓ, કોઈ ખેડૂતના ખેતરમાં પાકમાં કાતરા પડે કે આંબાનો મોર ખરી જતો હોય તો તમારી પાસેથી એ શી મદદ મેળવી શકવાનો હતો? તેની ગાય ઉચી જાય કે ગાયની ખરી પાકી જાય તો તમે શું મદદ આપી શકવાના છો? મતલબ કે તમે ગામડાંમાં કઈ રીતે ઉપયોગી થવાના છો? એની પ્રથમથી તૈયારી કરો ને પછી ગામડાંમાં જાવ તો તમે જાવ એ સાર્થક થશે."

યુવાન વાત સાંભળી રહ્યો હતો. ત્યાં એકાએક તેણે પ્રશ્ન પૂછયો.

"મહારાજ ગામડાંના લોકોની સાથે તમે જે રીતે સંપર્ક સાધ્યો તે, એવો અમારે સાધવો હોય તો?"

"હા, એ વાત વિચારી લેવા જેવી ખરી." મહારાજે કહ્યું.

"જુઓ તમે ગ્રામજનતાનો સંપર્ક સાધવા ઇચ્છો છો. એટલે એવા વિચારથી તેમની પાસે જાઓ છો, તેમને મળો છો, તેમનાં બાળકો સાથે રમો છે. મોટી ઉમરના લોકોને ભણાવો છો. એવી બધી પ્રવૃત્તિ દ્વારા તમે એમનો સંપર્ક સાધવા ગયા છો ખરું ને?"

"હા, એમ જ." યુવાને ઉત્તર દીધો ને જાણે પોતાની વાતમાં મહારાજ સહમત હોય એવો ભાવ

તેના ચહેરા પર પ્રગટ થયો. પણ તરત જ મહારાજ બોલી ઊઠ્યા:

"પણ, એટલું બસ નથી. એ રીતે તમે જનતા સાથે પરિચય જરૂર કેળવી શકશો. પણ આપણે જે અર્થમાં સંપર્ક સાધવો છે, તેમના હૃદયને સ્પર્શ કરવો છે એ માટે એ બધી ય પ્રવૃત્તિ પૂરતી નહિ નીવડે. સાચો સંપર્ક કેળવવા માટે માત્ર ગામડાંના માણસોનો નહિ પણ ગામડાંના પ્રશ્નોનો નિકટ સંપર્ક સાધવાની ખાસ જરૂર છે. તમે આ વિષે વધુ વિચાર કરજો."

મહારાજ પોતાનું વક્તવ્ય પૂરું કરવા જતા હતા ત્યાં જ યુવાને ફરી પ્રશ્ન કર્યો:

"ગામડાંના પ્રશ્નોનો સંપર્ક એટલે શું?"

"ગામડાંના લોકોને મળવું ને તેમની સાથે ભળવું એ તો સહેલું છે; પરંતુ ગામડાંના પ્રશ્નો સમજવા ને તેનો યથાશક્તિ ઉકેલ કરવાનો પ્રયાસ કરવો એ એટલું સરળ નથી. ગામડાંના પ્રશ્નનો ઉકેલ આપણે જાતે પ્રથમ ગામડામાંના એક થઈ જઈને જ કરી શકીએ. જ્યાં સુધી આપણું મુખ શહેરો તરફથી ગામડાં તરફ ન ફેરવીએ અને આપણા જીવનમાં ગામડાંને અનુકૂળ વિચારો ને આચાર ન ભરીએ ત્યાં સુધી આપણે ગામડાંના પ્રશ્નોનો સાચો ઉકેલ નથી કરી શકવાના. એ સિવાય જે કાંઈ કહીશું એ ઉપરછલ્લું જ રહેવાનો પૂરો સંભવ છે એ સમજી રાખવું."

39

## રેંટિયો અને ક્રાંતિ

"હું તમારી પાસે આવીને બેસું?"

રેલગાડીના એક ડબ્બામાં બેઠેલા શ્રી. રવિશંકર મહારાજને એક યુવાને નમસ્કાર કરીને પૂછ્યું.

"જરૂર આવો," મહારાજે તેમના લાક્ષણિક સ્મિત સાથે જવાબ દીધો.

મહારાજની બાજુમાં જગા ન હોવાથી યુવાન માર્ગમાં નીચે બેઠો. થોડી વારે ગાડી ઊપડી ત્યારે યુવાને પ્રશ્ન પૂછ્યો

"મહારાજ! આ તમે કાંતવાની વાત કરો છો, પણ કાંતીને કપડું તે ક્યારે તૈયાર થાય?"

"ક્યારે થાય, એ તો કોણ જાણે પણ કપડું માણસને ક્યારે જોઈએ? વરસે દહાડે કાપડની જરૂર પડે ખરું ને? એટલા વખતમાં કાંતીને કપડાં કરી લઈ શકાય, જો કરવાની ઇચ્છા જ હોય તો–"

મહારાજે યુવાનને ઊંડી સહાનુભૂતિથી સમજાવ્યો. થોડીવાર રેલગાડીના અવાજમાં બધા મૌન બેસી રહ્યા પછી યુવાને એકાએક પૂછ્યું: "પણ મહારાજ આ તમે રેંટિયાની ને રચનાત્મક કામની ભલામણ કરો છો એ સમજાય છે ખરી. પણ એમાં મને તો ક્રાંતિ નથી દેખાતી. મારે તો જેમાં પ્રાણ આપવો પડે, બલિદાન દેવું પડે, એવું કામ જોઈએ છે તેનું કેમ?"

"પ્રાણ આપવો પડે એવું કયું કામ તમને પસંદ પડયું છે?" મહારાજે સામો પ્રશ્ન કર્યો. યુવાને જોશીલી રીતે ઉત્તર દીધો, "જેમાં સાહસ ને જોખમો ખેડવાનાં હોય ને જે કરવાથી દેશની આઝાદી નજીક આવે તેમ હોય તેવું ઉદ્દામ કાર્ય."

"મને તમારી વાત પણ મંજૂર છે. પરંતુ તમે એવું કામ કોને કહો છો?"

"બસ, ગામડાંમાં જવું ને લોકોને કહેવું કે હવે સરકાર તમારી છે માટે બધી સરકારી કચેરીઓ કબજે

કરવા કટિબદ્ધ થાવ. સંગઠન કરો. એક સંપ કરો ને એમ આઝાદ થવું." યુવાને કહ્યું.

મહારાજ એ યુવાનનો જુસ્સો જોઈ રહ્યા, પછી કંઈક ગંભીર થઈને બોલ્યાઃ

"જુઓ, તમે જે જોશ ધરાવો છો એ સારી વાત છે. પરંતુ એ જોશને તમે બલિદાનના સ્વરૂપમાં પરિવર્તિત કરી શકો કે કેમ એની મને ખબર નથી. ગાંધીજીએ એ જ જુસ્સાને શાંત તાકાતના સ્વરૂપમાં પલટાવ્યો છે. ને તે પણ રચનાકાર્યથી જ શક્ય બન્યું છે. આપણામાં આંધળો જુસ્સો જાગૃત થાય અને પ્રાણાર્પણ કરી છુટાય એ સંભવિત છે ખરું; પરંતુ સાચા બલિદાનનો એ રાહ નથી."

"ત્યારે સાચું બલિદાન ક્યારે થઈ શકે?" વચમાં જ યુવાન બોલી ઊઠયો.

"બલિદાન આપતાં પહેલાં આપણે સદાચારી બનવું જોઈએ."

"આ તમે ધર્મની વાત વચમાં લાવો છો એ મને જરા યે રુચતી નથી તેનું શું?"

"જુઓ, એ તમે માનો છો એવા અર્થની-ધર્મની વાતચીત નથી. હું તો સદાચારનો અર્થ એવો કરું છું

કે આપણું જીવન સમાજને ઉપયોગી નીવડે એવું કરવું. ”

‘ હા, એ વ્યાખ્યા મને માન્ય છે. ”

“ એટલે સદાચારી બનીને બલિદાન માટે તૈયાર રહેવું. બલિદાનમાં ખપી જવાની તક ઈશ્વર સહુને નથી આપતો. એવી ઘડી આવે ત્યાં સુધી તો આપણે આપણો પરસેવો આઝાદીને નજીક લાવે તેવાં કાર્યોમાં સતત પાડયા કરવો જોઇએ. જેઓ પરસેવો પાડી શકે તેઓ જ કોઇક દિવસ પોતાનું લોહી પણ દેશને ખાતર અર્પણ કરે એ જ સાચું બલિદાન કહેવાય. આજ સુધીમાં કેટલાય નવલોહિયા યુવાનોએ પોતાનાં લોહી દેશની આઝાદીને ખાતર અર્પણ કરી દીધાં છે.

“ પરંતુ એક વાત યાદ રાખજો કે એમાંનાં ઘણાંએ તો વરસો સુધી દેશની સ્વતંત્રતા નજીક લાવનારાં રચનાકાર્યમાં પોતાની શક્તિ ખર્ચ કરેલી હોય છે ”

મહારાજની વાત યુવાન એકધ્યાને સાંભળી રહ્યો ને પછી તેણે પ્રશ્ન પૂછયો: “ દેશને ખાતર ખપી જવાની તમન્નાને મારે કયા કાર્યમાં વાળી લેવી જોઇએ ? ”

“ તમારી શક્તિ ને વૃત્તિ અનુસાર તમારી આસ-

પાસમાંથી કોઇ પણ સેવાનું કાર્ય શોધી કાઢો. એવું કાર્ય શોધો ને કદાચ કરતાં કરતાં કંટાળો, તો પણ તમને કહું છું કે તમે એકલા જ જો તમારી જીવન-દૃષ્ટિ દેશનાં કરોડો ગરીબોને નજરમાં રાખીને જીવન જીવવા માટેની ઘડશો તો પણ ઘણું છે."

ચાલી રહેલી આગગાડીના અવાજમાં પણ મહારાજના શબ્દો હૃદય સોંસરા ઊતરી જતા જણાયા.



## જીવનની મહત્ત્વની ટેવો

કચ્છમાં ભુજના હરિજન આશ્રમનાં બાળકોની સાથે વાતો કરતાં શ્રી મહારાજે પૂછ્યું :

"તમને બધાંને ચાલતાં આવડે કે? તમને નવાઈ લાગશે કે હું તમને આવો 'પ્રશ્ન કેમ પૂછું છું. પણ હું આટલો મોટો થયો છતાં હજુ હમણાં જ સાચી રીતે ચાલતાં શીખ્યો. આપણે ચાલીએ છીએ ત્યારે આપણાં પગલાં જરા યે ત્રાંસાં નહિ પણ સાવ સીધાં પડવાં જોઈએ. એ ચાલવાની સાચી રીત છે. હું જેલમાં હતો ત્યારે ૮૪ પગલાંના એક રસ્તા પર ચાલતો, પણ મને કોઇએ કહ્યું કે જો હું જરા સીધાં પગલાં મૂકું તો ચાલવામાં ફેર પડી જશે, ને ખરેખર એટ-

લા જ અંતરને મેં સીધાં પગલાં મૂકીને ૮૦ પગલામાં પૂરું કર્યું. ત્યારે મેં વિચાર કર્યો કે હું જ્યારે માઈલોની મુસાફરી પગે ચાલીને કરું છું ત્યારે ત્રાંસાં પગલાં ભરીને કેટલી શક્તિનો નકામો વ્યય કરતો હોઈશ તે પછીથી મેં સીધાં પગલાં મૂકીને ચાલવાની ટેવ પાડી છે"

મહારાજની આ વાત સાંભળીને બાળકો રાજી થયાં ત્યાં મહારાજે તરત બીજો પ્રશ્ન પૂછ્યો :

"તમને બધાને બેસતા આવડે છે. ખરુ કે ?"

પ્રશ્ન પૂછતાની સાથે જ ઘણા બાળકો ટટ્ટાર થઈને બેઠાં મહારાજે સ્મિત કરીને કહ્યુ, "તમે મારી વાત સમજી તો ગયાં છો આપણે સહુ ટટ્ટાર ચાલવાના, ઊભવાના, ને બેસવાના ફાયદા જાણીએ તો છીએ પણ તે પ્રમાણેનું વર્તન નથી રાખતા એટલે સહુએ એ ટેવ પાડવી જરૂરી છે એવુ જ સૂવા વિષે છે આપણે ઘણી વાર ઘૂંટણને કાન સુધી ઊંચા કરીને ટૂંટિયું વાળીને સૂઈ જઈએ છીએ એ બરાબર નથી. કારણ કે તેથી તંદુરસ્તીને હાનિ પહોચે છે તમને થશે કે આવી બધી વાતો હું તમને શા માટે કહેતો હોઈશ પણ તમારા ભણતરમાં આ એક અગત્યની બાબત છે એ ન ભૂલવુ"

મહારાજે બાળકોની સારી તંદુરસ્તી જોઈને સંતોષ વ્યક્ત કરતાં જણાવ્યું, "તમારી બધાંની તબિયત અમારા ગુજરાતનાં બાળકો કરતાં સરસ છે એ જોઈને મને સંતોષ થાય છે. આપણી તંદુરસ્તીનો આધાર ઘણી બાબતો પર છે. પરંતુ તમને એક વાત કહું, "તમે બધા સ્વચ્છતાની ટેવ પાડજો. તમે જાતે સફાઇ કરતાં શીખી લેજો. તમારાં કપડાં ધોવાનું, તમારા વાસણ માંજવાનું અને તમારા ઓરડા વાળવાનું કામ તમે જાતે કરવાની ટેવ રાખજો. નિશાળમાં પીવાનું પાણી પણ તમે વારાફરતી ભરજો આ બધાં કામ કરવામાં જો તમને શરમ કે સંકોચ થતો હોય તો જાણજો કે તમારું ભણતર અધૂરું છે. પૂરું ભણતર એને કહેવાય. જે આપણને ઘરકામમાં ને પડોશીને મદદરૂપ થવા માટે ઉપયોગી બનાવે તમે માત્ર ચોપડીઓ વાંચો તેમાંથી સાચુ શિક્ષણ ન મળે. તમે તમારો, તમારા ઘરની, ને પડોશીની સ્વચ્છતા માટે કાળજી રાખતા શીખો એ તમારા શિક્ષણનું સાચું પરિણામ ગણાય. તમારામાંના જેઓ આ વાત સ્મરણમાં રાખીને એ પ્રમાણે વર્તશે તેઓ શાળાના ભણતરમાં ઘણો સારો ઉમેરો કરી શકશે."

## ૩૮

# ત્યાગમાં હરીફાઈ કરો

કચ્છની કંઈક વેરાન કહી શકાય તેવી ભૂમિ ઉપર શ્રી રવિશંકર મહારાજની સાથે અમે લગભગ વીસ જણા પગપાળા ગઢસીસાથી કોટડી જતા હતા. ત્યારે એક ભાઈએ ઝડપથી ચગલા માંડી રહેલા મહારાજને પૂછ્યું

‘સેવકો–કાર્યકરોને અંદર અંદર કેટલીક વાર મેળ નથી ખાતો તેનો શો ઉપાય કરવો?”

થોડી વાર મહારાજ મૂગા મૂગા ચાલતા જ રહ્યા પછી એકાએક પ્રશ્ન પૂછનારની સામે જોઈને બોલી ઊઠ્યા ‘તમારો પ્રશ્ન હું સમજી શકું છું આપણે ત્યાં કાર્યકરો વચ્ચે કેટલીયે વાર ખેંચતાણ થતી જોવામાં

આવે છે. કેટલીક વાર તો હરીફાઈ પણ જામેલી જોવામાં આવે છે. પરંતુ જો આપણે લોકોની સેવા જ કરવાની હોય તો આપણું સ્થાન લેવા બીજા કોઈ આવે તો આપણે સેવાનું નવું સ્થાન શોધી લેવું મને લાગે છે કે કાર્યક્ષેત્ર કે સ્થાનની બાબતમાં આપણે કદી હરીફાઈમાં ન ઊતરવું. પરંતુ ત્યાગની બાબતમાં આપણે એક-બીજાની હરીફાઈ કરીએ તો તેથી આપણી શક્તિ વધે અને સરવાળે એટલી લોકોની સેવા વધારે થાય તેથી...."

મહારાજ બોલતા જાય છે ત્યાં તેમના ખુલ્લા પગમાં એક મોટા કાંટાની શૂળ ભોંકાઈ જાય છે. અમારામાંના કેટલાક તો 'અરર' બોલે છે. પણ તરત જ મહારાજ કાંટો ખેંચી કાઢીને જાણે કાંઈ બન્યું જ નથી એમ ઝડપથી ચાલવા માંડે છે. મહારાજે કંઈક ગંભીરતાથી કહ્યું:

"આપણે એક વાત લક્ષમાં રાખવાની છે. આપણે બિમાર પડીએ છીએ ત્યારે આપણી બિમારીની વાત કોઈ વેપારી કે એવા બીજા ધંધાદારી પાસે કહેવા નથી જતા પણ વૈદ્યની પાસે જ જઈએ છીએ. તેવી રીતે આપણે કાર્યકરોએ આપણા જે પ્રશ્નો હોય તે અમુક વ્યક્તિઓ પાસે જ ચર્ચવા જોઇએ ગમે ત્યારે ગમે ત્યાં તેની ચર્ચા કરીએ તેથી કંઇ જ લાભ નથી"

"પણ, આપ તો અમારા વૈદ્ય ખરા ને ?" એક જણે હસીને પૂછ્યું.

"હા, મને આ ક્ષેત્રનો અનુભવ તો છે. એટલે જ તમને કહું છું? તમારે જ્યાં જરા પણ ખેંચતાણ કે કે હરીફાઈનો પ્રસંગ ઊભો થાય ત્યાં સામાને તમે મારગ કરી આપજો. આપણો દેશ એટલો વિશાળ છે ને તેમાં એટલાં બધાં સેવાનાં ક્ષેત્રો છે કે કોઈ જ સેવકને ફરિયાદ કરવાની નહિ રહે કે તેની પાસે સેવા માટેનું કાર્યક્ષેત્ર નથી જો સેવા કરવાની ધગશ હૃદયમાં જન્મી હશે તો એ તો ગમે ત્યાં જઈને સેવા કરવા મંડી જશે ચૂંટણીનો કે સત્તાનો કે એવો કોઈ મોહ રાખીને સેવા કરવા નીકળીએ તેમાં સાચા અર્થમાં લોકોની સેવા જ નથી થતી એ અવશ્ય યાદ રાખવું."

